



# શ્રી મુકુંદ પદ માળા

યાને

## વિવિધ કવિ પદ સંગ્રહ.


મુકુંદ પદ માળાનો સંગ્રહ કરી આપનાર

વૈદ્ય હરજીવન રતનજી તથા

વૈદ્ય હરિલાલ કેશવશંકર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

વૈદ્ય શાસ્ત્રી દામોદર કાનજી.



સંવત ૧૯૬૧ આસોમાસ.

[illegible] પ્રેસ બજારગેટ ફોર્ટ, મુંબઈમાં વૈદ્ય ભગવાનલાલ ત્રિભુવને છાપ્યું.

## આશય.

આર્ય પ્રજામાં ભજનનો શોખ હાલ ઠીક વધ્યો છે લોકોની ભજન ગાવાની ને સાંભળવાની કાંઇક ચાહના છે જેથી અનેક રીતે ભજનો છપાય છે. આજે ઘણાં વર્ષો થયાં મુંબઈ શેહરમાં દરવર્ષે ચોમાસાના ચાર માસ શ્રીનરના રાયણમાં હું જાહેર વ્યાખ્યાન કરૂં છું. તેના અંગમાં મને જે અનુભવ થયો છે અને લોક રૂચી કર જે ભજનો એકત્ર મેં કર્યાં છે તેમાનો નાનકડો ભાગ માત્ર ભક્તજનોની ઉપરા ઉપર માગણી થવાથી પ્રસિદ્ધ કરવાની મને ફરજ પડીછે.

શરૂઆતમાં જે મહાત્મા શ્રી મુકુંદ ભટશ્રીનાં પદો પ્રસિદ્ધ કરેલાં છે તેઓ મારા વૃદ્ધ પિતા ( દાદા ) થાય. તેઓશ્રીનાં કેટલાંક પદો ઇચ્છારામ સુર્યરામે ( ગુજરાતી પેપરના એડીટર સાહેબે ) બહાર પાડેલા કાવ્ય દોહનના પાચમાં ભાગમાં આવી ગયેલાં છે અને તેમાં તેમની પ્રસિદ્ધી પણ તેઓએ ટુંકા લેખથી કરીછે. તેઓ મહાત્માશ્રીનો જન્મ કાઠીયાવાડમાં અમરેલી મહાલમાં આવેલ ચાવંડ ગામમાં સંવત ૧૮૫૨ માં થયો હતો. બાલ્યાવસ્થાથીજ મહાન ભગવદી અને ઉત્સાહી તથા સ્વધર્મ પરાયણ તેઓ હતા જેથી મહાત્મા તરીકે પૂજાતા હતા. તેઓશ્રીના પ્રતાપ રૂપ દિવ્ય કીર્તિ ચારે તરફ ફેલાઇ રહી હતી જેને પરીણામે તે વખતના અમારા રાજ્યકર્ત્તા ખંડેરાવ ગાયકવાડે પણ તેમને પુષ્કળ માન આપેલું અને વર્ષાસન કરી આપેલ છે. તેઓશ્રીને સંતાનમાં રત્નજી, કાનજી અને જેશંકર એ ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ થયેલાં. તેમાં મ્હોટા પુત્ર રત્નજી ભટ્ટને ગૌરી શંકર, માધવજી, હરજીવન અને મણીશંકર ( જેઓ ભાવનગર સ્ટેટમાં કેળવણી ખાતાના ઉપરી છે ) એવા ચાર પુત્રો છે. અને ભટશ્રી કાનજીને હું ( દામોદર ) એકજ પુત્ર છે; જેશંકર ભટશ્રીને ચંચળલાલ અને હરિલાલ આમ બે પુત્રો છે. મહાત્માશ્રીના મહાન પુન્ય ને પ્રતાપે તેમના પુત્ર પૌત્ર પ્રપૌત્રાદિક અમારૂં આખું વિશાળ કુટુંબ સુખી છે અને

જે એક સંપહજી અમારા કુટંબમાં સંપૂર્ણ છે, તે પણ તેમની ઉત્તમ ધાર્મિક વૃત્તિનોજ પ્રતાપ હોય એમ સિદ્ધ થાયછે.

મારામાં લાંબાવર્ષથી ધાર્મિક વ્યાખ્યાન કરવાની શક્તી પ્રાપ્તથઇ તે અને જાહેરમાં મને જે પુષ્કળ માન મળે છે તેને માટે પણ જ્યાં હું વિચાર કરૂં છું તો મને એમ લાગે છે કે તે પણ મારા પૂર્વજ મુરબ્બી વડીલ દાદા મુકુંદજી નાજ મહાન પુન્ય નું ફલ હું ભોગવતો હોઉં.

આજે લાંબા વર્ષથી મારા દાદાશ્રીનાં પદો પ્રસિદ્ધ કરવાની મને પારાવાર ઉત્કંઠા હતી; પરંતુ તેનો સંગ્રહ મળવાને વિલંબ થતાં અને હાલ પ્રયાસને અંગે મળી આવતાં તર્તજ પ્રસિદ્ધ કરવાની કોશેષ કરી છે. જોકે હજી ઘણાં પદો બાકી છે તો પણ જેટલાં મળ્યાં તેટલાં પણ છપાવવાની અતિ ઉત્કંઠાથી છપાવ્યાં છે. એ પદોનો સંગ્રહ કરી આપવામાં મારા મુરબ્બી ભાઇ હરજીવન ભાઈએ તથા મારા નાના ભાઇ હરિલાલ ભાઇએ સંપૂર્ણ શ્રમ લીધો છે અને તેઓએ પોતાની જે ઉત્તમ ફરજ બજાવી છે તે માટે તેમને મારે ધન્યવાદ આપવો જોઇએ.

મારા દાદાનાં પદો થોડાં હોવાથી અને ચોપડીનો આકાર કાંઇક સારો થાય તેવા હેતુથી, તેમ લોક રૂચીકર બીજાંપદો આવેતો તેમાં અધિક સારૂં છે એમ માની એ પદ સંગ્રહમાં અન્ય સારા કવિઓનાં વિશેષ પદો ગોઠવ્યાં છે. હું આશા રાખું છું કે તે સર્વને રૂચીકર થશેજ અને સર્વે ભાવિક ભક્તો તે લઘુ પુસ્તક માંહેલાં પદને કંઠાભરણ રૂપ ગણશે. ઇતિશં.

જેમ જેમ આશ્રય મળતો જશે તેમ તેમ એકત્ર કરેલાં પદોનો મોટો સંગ્રહ પ્રસિદ્ધ કરવાને ઉત્સાહ વધશે. મારા પોતાના બનાવેલાં પદો અને વ્યાખ્યાનો પણ પુષ્કળ છે, પરંતુ તે સર્વ પ્રસિદ્ધ કરવામાં ઇશ્વરી કૃપા દ્વારા મદદની જરૂર છે.

**વૈદ્ય દામોદર કાનજી.**

**ઠે૦**—પોતાને દવાખાને, કુંભાર ટુકડા, ઘર નં ૨૩.
મુંબઈ. ન૦ ૪

# શ્રી મુકુંદ પદ માલા.

૧

મંગળ ધ્વનિ.

ધનાશ્રી.

શ્રી રામ કૃષ્ણ હરિ જે જે રામા કૃષ્ણ હરિ:
ભજ ગોવિંદા હરિ જે જે ભજ ગોવિંદા હરિ.
નારાયણ હરિ જે જે નારાયણ હરિ.
જીવ વિચારી જો તું આગળ વેળા છે આકરી—જેજે૦ ૧
શ્રી સદ્ગુરૂની સમજણ ગ્રહિને હેતે ભજને હરિ,
એ સમજણથી કૈક તર્યા છે ફેરા નાવ્યા ફરી—જેજે૦ ૨
કૂડે કપટે ભાવે કુભાવે સંગે ચર્ચા કરી,
યમ કીંકરના ભયને વારે, એ સમજણ છે ખરી,—જેજે૦ ૩
નામ ભજનથી નર્ક નિવારે કૈક ગયા છે તરી,
ધ્રુવ અંબરિષ પ્રહલાદ વિભીષણ, પામ્યા પદવી ખરી—જેજે૦ ૪
લક્ષ ચોરાશી ફેરા ફરતાં કપટે કરણી કરી,
આ અવસર હરિ ભક્તિ ન જાણી ફોગટ ફેરા ફરી—જેજે૦ ૫
સકલ લોકમાં સૌને વંદો પરનિંદા પરહરી,
આ અવનીમાં અમર ન કોઇ, નિશ્ચે જાવું મરી—જેજે૦ ૬
ક્યાંથી આવ્યો ક્યાં વળી જાવું, તેની ખબર ન ખરી;
બહુઘર ભટક્યો મારૂં માની, અવળાં ભાડાં ભરી—જેજે૦ ૭

હેતે કરીને હરિ ગુણ ગાયે, કુડ કપટ પરહરી,
મુકુંદ માયા મોહ તજીને ધીરજ દ્રઢતા ધરી-જેજે૦ ૮

૨

## તાલી ભજનની ગરબી.

એક છે એક છે એક છે રે મારે આદી
અનાદી પ્રભુ એક છે. ટેક,
કારજ ને અરથે સઉને ભજીએ
એવી ઉપાસના અનેક છે-મારે૦ ૧
ત્રિવિધિના તાપને કોણ મટાડે
એવી વળી વિનતી હરેક છે મારે૦ ૨
કલિયુગતે વળી કબુધ્ધિનું કારણ
તેમાં ભજો તો વિશેક છે રે મારે૦ ૩
મુકુંદ કહે મન માંથી ન મુકું
એવી અંતરમાં ટેક છે રે મારે આદી અનાદી૦ ૪

પદ. ૩

## રાગ ભજનનો

સાચા સાહેબને ભજો હે સંતો
મનમથ દંભને તો તજોજી ટેક
ગુરૂ ગતી ગુરૂને આરાધીએ જેથી સંશય નાસે ભાઈ
આપ દેખાડે આપમાં તન તેજ પ્રકાશે.-ભાઈ સાચા૦ ૧

શાંત દીપક ઘર ભીતરે જોતાં વસ્તુ સંભાળો ભાઈ,
કુબુદ્ધિનો કેર કાઢી કરી દુર્બુદ્ધિ દ્વેષને ટાળો-ભાઇ સા૦ ૨
એક થડે બીજ નિપજ્યું જાત્યુ જુજવી જાણો ભાઇ
સૂત્રધારો સઉમાં વસે તાણામાં જેમવાણો ભાઇ સા૦ ૩
પાર ન આવે પરિ બ્રહ્મનો જોતાં જુજ્વો ભાસે ભાઇ
સદ્‌ગુરૂ સમશ્યાં જોજડે તો પોતાની છે પાસે ભાઇ૦ ૪
વાણી વિલાસની ભાતમાં ભાંતે બહુ ભર માણો રે
નીર ભાગેરથીમાં ભળ્યું પછે ઠીક ઠેરાણુ ભાઇ સાચા૦ ૫
સંગી મળે ચિદ્ બ્રહ્મના અનુ ભવિયા-અમાની
ભાઇ એવી સંગત જોઇ ચાલીએ તરવાની નિશાની ભાઇ૦ ૬
એક અખંડિત આતમા સ્થૂલ સૂક્ષ્મ જાણો ભાઇ
જડ મતિ જન જાણે નહિ અનુ ભવિયા વખાણે ભા૦ ૭
સાચ આપ્યું મહા સંતને તે પર બ્રહ્મમાં પોતા ભાઇ
ક્રોધી લોભી ઘણી ઇરષા તે ચોરાશી માંખુતા ભાઇ૦ ૮
માન મેલી પ્રેમ પ્રીત્યશું મહા સંતને મળીજી. રે
મુકુંદ કે અનુભવી ભેટતાં પર બ્રહ્મમાં ભળી એ ભાઇ
સાચા સાહેબને ભજો સંતો મનમથ દંભને તો તજો. ૯

પદ. ૪

## કુંડળિયા માંથી.

## સદ્‌બોધક કુંડલીયા.

ત્રિભુવન તનમે પ્રગટ ભયે રૈનિ જાહી પ્રભાત
રવિ દ્યોત દીપક ભયે તિમિર તરત ઉડાત તિમિર તરત ઉડાત.

અંગમાં ભવત ઉજારી
માહા મોટો મેહેમંદ કાલકું નાંખત મારી
કહત મુકુંદ નૃસિંહકે આનંદ અતિ ભયે
રેનિ જાહિ પ્રભાત ત્રિભુવન તનમેં પ્રગટ ભયે.
વૃક્ષ તરૂવર રાજમે પત્ર લગ્યાં અગ્યાત્
ડાળયુ ચૌ દિશ પરવરી (વાકો) મહીમા અઘાત.
વાકો મહિમા અઘાત જાત જન જંગલમાહિ
સિદ્ધ મે બડા હે સિદ્ધ સો અગને ઘર લાહી
કહત મુકુંદ નૃસિંહ અંતર કાજમે
પત્ર લગ્યાં અજ્ઞાત વૃક્ષ તરૂવર રાજમે
ત્રિભુવન તનમે આયકે અતિશય કરો પ્રકાશ
ઉભય ભાવ મન નવરહ્યો અતીશે થયો ઉદાસ
અતીશે થયો ઉદાસ, આશતો અંતર કેરી
ત્રિવિધ તાપ દશમન્ન ક્રોધ મોહાદિક વેરી
કહત મુકુંદ નૃસિંહ અતિ નિર્મલ ચિત કરિ અસ
અતિશેં કર્યો પ્રકાશ ત્રિભુવન તનમે ધરિ અને
મે જાંના હરિ દૂરહે પણ નામે નજીકહે રામ
દિલ કૂડાસેં દુર બસે સત્ય સમીપ હે શ્યામ
સત્ય સમીપ હે શ્યામ; દામ બેસે નહિ ધાતુ
માન મરે જબ મન્ન ગળે આપ સબ જાતુ
કહત મુકુંદ નૃસિંહ હૃદયે જ્ઞાનહિડોનાં
નામે નજીક હૈ રામ સદા ઇન શરણે રહેનાં

## હોરી. ૫

મનવા તુતો જોને વિચારી વિચારી રે  મન૦
શ્રીમહા પ્રભુજીકો મહિમા મોટો
જેણે આ માયા વિસ્તારી
તાકું ન જાને મુરખ મન મેરા
શીગતી થાશે તુહારી
જીંતી બાઝી તે હારી
મનવા તુતો જોને વિચારી ૧
સ્વપ્નાનું સુખતેં તો સાચુરે માન્યું
ધનધરણી અને નારી
આવી અચાનક કાલ પકડશે
નહિ રહે વાત વિચારી
પલક માંહિ થાશે ખુવારી  મન  ૨
લક્ષ ચોરાશીના ફેરા ફરતાં
આવી ઉગરવાની બારી
કરિલે ઉપાય સાધન તરવાનો
ઓહિ બિધી વાત વિચારી
લેને તું આપ ઉગારી  મનુવા૦ ૩
સહુ પરિવાર સ્વારથી સંગી
ખાન પાનના યારી
જ્યાંલગી પવન રહે ઘર અંદર

ત્યાં લગી સગાઇ સુધારી
પીછે રોવે સકલ પુકારી મનુવા. ૪
શ્રીપુરૂષોતમ પ્રાણના દાતા
ભજમન ચિતમાં ધારી
મુકુંદ મહામતિ પ્રેમેશું ભજીએ
તો લીજીએ આપ ઉગારી
દેહની કરણી સુધારી
મનવા તું તો જોને વિચારી ૬

પદ ૬ અથ બોધનળા.

રાગ ચંદ્રવળાનો

આતમા રામને ઓળખી લીજે
કીજીએ ઉતમ કામ રે
સંત પુરૂષની સંગતિ કીજે
જેથકી પામીએ ધામ જેથકી
પામીએ ધામતે ભારે
ભવ સાગરને પાર ઉતારે
મુકુંદ કહે મહારસ સમજી ને પીજે
આતમારામને ઓળખી લીજે કીજી૰ ૧
અંતર જામી એજ નિરંતર
બ્રહ્માંડે ભર પૂર રે
ચૌદ લોકના સાક્ષી પુરણ

સઘળે તેનું નૂર સઘળે તેનુ નૂરછે મોટું
જેથી માયાનું આવરણ ખોટું
મુકુંદ કે મોહને નાંખીએ વામી
એજ નિરંતર અંતર જામી બ્રહ્માંડ ભરપૂર ૨
સમજી ને સાચો ધર્મ સંભાળો
પાળો પર મારથ પ્રીત રે
દીન પુરૂષને દાનજ દીજે
રાખીએ ભક્તની રીત રે
રાખીએ ભક્તની રીતતે મનમાં
ત્રિવિધિના તાપ નવામે મનમાં
મુકુંદ કે માંયલું હું પદ ગાળો સમજીને સાચો
ધર્મ સંભાલો પાળો પરમારથ પ્રીતરે ૩

## ભોજા ભક્તને ગુરૂ ઉપદેશ.

ભોજા઼ ઓ તુમ ભક્ત હો
બસો ફતેપુર માંય
નિર્ભય ચોકી નામરી
કર્મ કણુતાં માંય કર્મ કણુતાં માય
જે જાય તે નર જાને
આપ હરખી યું કહે
સોઇ હી ઘર નેબખાને
કહત મુકુંદ નૃસિંહ

હરી જનતે આ સકતહે
નિર્ભય ચોકી નામરી ભોજા
એતો ભક્ત હે બસે ફ તેપુર માંય. ૧૦

૭

રાગ—સૌથી સમરથ રાધાવરનો આશરો.

આધ અનાદિનો જીવ તુંતો એજછો રે
તેંતો નવજાણ્યા જગમાં જગદીશજો
લક્ષ ચોરાશીના તું આવ્યો ફેરમાં રે
તારે માથે કરશે જમરા રીસ જો આધ૦ ૧
લેખાં લેશે ઘડી ઘડી ને પળ તણાં રે
પંડિત રાજા સિદ્ધ ( અને ) દરવેશ જો
સાચ પખાંના બેલી છે એ શામળા રે
કપટી કરશે જુજવા જુજવા વેશ જો આધ૦ ૨
એવું સમજી મનમાં તારે ચેતવું રે
હ્દદયામાં રાખિ શ્રીહરિનું રૂપ જો
સદા સર્વદા તુજમાં હરિનું તેજછે રે
સત્ચિદાનંદ અખંડ બ્રહ્મ સ્વરૂપ જો આદિ૦ ૩
તારે અજ્ઞાને ( થી ) તુંતો જીવછો રે
બોધ મળે તો તું છો સાચો શીવજો
મમતા મૂકી શ્રી ગુરૂને શરણે જતાં
નિજ અંતરમાં ત્યારે દરસે દેવજો આદિ૦ ૪

ભાવ નિરંતર દરસે જ્યારે દેવને રે
ત્યારે સર્વે ભ્રમણા ભુલી જાયજો
મુકુંદ મન મહિ બહુ આનંદ ઉપજે રે
સહેજે સઘળાં કાર્ય સુધરતાં જાયજો. આદિ૦ ૫

પદ ૮

માટે મન તું ભાવે ભજ ગોવિંદને રે
મૂકી દેને મિથ્યા તનનું માનજો
સદ્‌ગુરૂ શબ્દ સદાતું સાચા જાણજે રે
જેથી જાશે અંતરનું અજ્ઞાન જો. માટે૦ ૧
પૂર્વ પૂન્યના યોગે મનુષા દેહી મળીરે
જેથકી સઘળાં કાર્ય સદા સંધાયજો
અનુભવથી તે આત્મા નિજનો ઓળખોરે
તોતો, જન્મ મરણનો ભય મટી જાયજો માટે૦ ૨
આવો અવસર પાછો તુજને નહિ મળેરે
ભૂલી જવાથી થાશે મોટી હાણ જો
તૃષ્ણા લોભે મોહેતું વળગી રહ્યોરે
તેણે કરી રાખે, તું મનની તાણ જો માટે૦ ૩
ક્યાંથી આવ્યોને ક્યાં તું વળગી રહ્યોરે
જો તું વિચારી કોણ માત ને તાતજો
રસ્તે સૌસંઘાતી તે ભેળાં થયાં રે
તેની નમળે જાતિ ને કંઇ ભાત જો માટે૦ ૪

મુકુંદ માયાનો પડદો તે એજ છે રે
રમવા વાળો એ છે સાચો એક જો
સદ્ ગુરૂ સંગે તે પ્રભુને સૌઓળખોરે
તેણે છુટે મનના સહુ સંદેહ જો માટે૦ ૫

## પદ ૯

આવેળા એ અંતર જામી ઓળખોરે
જે ને જાણે છે ઉમયાને ઇશજો
બ્રહ્માદિક સરવે મનથી તેને ભજે રે
જુગતે આવી જતન કરે જગદીશજો આવે૦ ૧
તારો જનમારો જોતાં જોતાં ગયોરે
કઇક કૂડાં કીધાં છે તેં, કામજો
કાલ અચાનક આવી તુજને ઝાલશે રે
તે વેળા તો આવે હરિ. નું નામજો આવે૦ ૩
માલ ખજાના સરવે છે ઘરમાં રયારે
ઘર વખરી તે તારી સર્વે ફોકજો
સ્વારથીયાંતે સરવે જન ભેળાં થયાંરે
ખોટી ખોટી મૂકે તે તો પોક જો આ૦ ૩
કાળ અચાનક આવી તુજને ઘેરશે રે
ત્યાં તો ઝટદઇ આયુ છુટી જાયજો
રવિના સુત હુકમેં લેશે ભાઇ હાલમાં રે
ત્યારે કોઇ નથી તેનો ઉપાય જો આ૦ ૪

રસ્તે તુજને ખરચી ખાવા નહીં મળે રે
ઉધારે નહિ આપે તુજને કોય જો.
મુકુંદ કે છે એવું જાણી ચેતજો રે
નહિતર અંતે ફજેતી પૂરી હોય જો આવે૦ ૫

૧૦

રાગબિલાવર.

## અનુભવનો ધોલ

પ્રગટયો અનુ ભવનો ઉદ્યોત
આનંદ વાધ્યો અંગમાં ટેક
મનો વૃત્તિના તુરંગ મ્હોટા
ઘડે અનેરા ઘાટ ( પણ )
કર્યું થાય કીરતારનુ રે
પછી અવળો થાય ઉચાટ આનંદ૦ ૧
મોહ તૃષ્ણાનાં માપલાં
આખા ભવમાં નાંહી ભરાય
એમ દિવસ એળે ગયા રે
ત્યાં તો આવી પોચી છે જરાય આ૦ ૨
સુરતા વૃત્તિ એક કરી ને
રાખો નિવૃત્તિ શું ધ્યાન
પ્રવૃત્તિને પરહરી રે
અંતર જામી શુ રાખો માન આનં૦ ૩

શરીર‡ સંગી સહાય ભેળા
મૂકાવે છે મૂલ
સમજણુથી સુખ ઉપજે રે
જેના દેવ દાતા અનુ કૂલ આનંદ૦ ૪
સદ્દગુરૂ શાસ્ત્રના સંગથી
ઓળખાણા એક અવિનાશ
અનુભવ જોતાં નિજ અંગમાં રે
દીઠા પૂરણ રૂપ પ્રકાશ આનંદ૦ ૫
દ્વૈત ટળી અદ્વૈત થયો
મટિ ગયા ત્રિવિધી તાપ
વિવેક વિચાર પ્રગટી રહ્યારે
દરસાણા તે આપો આપ આનંદ૦ ૬
એ પદનો આશ્રય કરીને
નિશ્ચળ લીજે નામ
મુકુંદ કહે માયા લોપે નહિરે
શાંતિ આવ્યે થયું સુખધામ આનંદ૦ ૭

૧૧

રાગ ઉપર પ્રમાણે.

તમે જુઓ વિચારી વાત અવસર રૂડો આજનો,
કઈ કાળના ત્રિવિધતાપ અવસર રુડો આજનો ટેક.

---

‡ શરીર સંગી-પાંચ ઇદ્રીયો અને શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ.
એ પાંચ તેના વિષયો.

સંગતિ કીજે સંત પુરૂષની તો, મટે મનનો મેલ
આત્મરામને ઓળખેરે, તેને મોક્ષ પદારથ રહેલ અ૦ ૧
દ્વાદશ[1] સંગી સંગ ચાલે સુણી આગેવાન
પંદર[2] વિહારી પ્રેમદારે, અંતે સાત[3] પુરૂષનું છે માન અ૦ ૨
એમ દિવસ કે કાળના તે ફોકટ ફેરા ખાય
સંગી મળે ચિદ્દ બ્રહ્મનારે, ત્યારે સ્હેજ સમાધી થાય અ૦ ૩
પાંચ ત્રિચાનું પોષણ કરતાં, થાશે તનની હાણ
માંડ મનુષા દેહિ મળીરે, તેનું જતન કરો નિરવાણ અ૦ ૪
ગયો અવસર આવે નહીં, મર કરીએ કોટી ઉપાય
મુકુંદ કહે મન સમજ્યા વિનારે, આવા ગમન
ફેરો નવ જાય, અવસર રૂડો આજનો ૫

## ૧૩ દાંણુ લીલા.

સખી મધુપુર ગૈતી આજરે મોહન મળીઆરે
મારાં સીધ્યાંતે સઘળાં કાજરે, હો શામળીઆરે ૧
વાલો ઉભા તે યમુનાંને તીરરે મોહન૦
સંગ શોભેછે હળધર વીરરે હો શામ૦ ૨

---

૧ પાંચ જ્ઞાનેદ્રી પાંચ કર્મેંદ્રી મન અને બુદ્ધિ એ દ્વાદશ સંગી.
૨ પાંચ કર્મેંદ્રી પાંચ જ્ઞાનેદ્રી અને પાંચ તેના વિષયો મળી પંદર વિહારી.
૩ શ્રવણ, કિર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય એ સાત પ્રકારની ભક્તીરૂપ સાત પુરૂષ,
શ્રી ભાગવતના પુરંજન આખ્યાનનો ઘણો ગહન આ વિષય છે.

મારે માથે તે મહિનો માટરે મોહન૦
દાણ માગે છે, દાણીવ ઘાટરે હો૦ ૩
અમે હતાં સાહેલીયુ સાથરે મોહ૦
અન્યોઅન્ય કહે શ્રી નાથરે હો૦ ૪
ગોપી છોડોને મહિનાં દાણરે મો૦
તમે દીસોછો સબલ સજાણરે હો૦ ૫
દાણ નહિ આપીએ દીનાનાથરે મોહન૦
મારે જાયછે સૈયરનો સાથરે હો શામ૦ ૬
ત્યારે હસી બોલ્યા મહારાજરે મોહન૦
સખી વણશે તમારાં કાજરે હો શામ૦ ૭
મહિ મટુકી ફોડિશ આજરે મોહન૦
ત્યારે જાશે તમારી લાજરે હો શામ૦ ૮
એવું સુણી બોલી વ્રજનારરે મોહન૦
તમે નાનાછો નંદકુમારરે હો શામ૦ ૯
પહેલી પેરતા તે ધાબળી ધુંસરે મોહન૦
ન્હોતી મુખેં તમારે મૂછરે હો શામ૦ ૧૦
હવે બોલવા શીખ્યા બલદેવરે મોહન૦
મૂકો વાટ રોકયાની ટેવરે હો શામ૦ ૧૧
કહે કૃષ્ણજી ફોડિશ હેલરે મોહન૦
ત્યારે થાશે તે રંગડાની રેલરે હો શામ૦ ૧૨
આજ આવ્યાં છો વૃજની નારરે મોહન૦
તમે નાશી જતાં ઘણી વારરે હો શામ૦ ૧૩

કર જોડી કહે વૃજ નારરે મોહન૦
ધન્ય જક્તનો કરો છો ઉદ્ધારરે હો શામ૦ ૧૪
અમે સુંદર વૃજની નારરે મોહ૦
તમે પીતાંબર પહેરનારરે હો શામ૦ ૧૫
તમે ગાયુ તણા ગોવાળરે મોહન૦
દૈત્ય દાનવ કંસના કાળરે હો શામ૦ ૧૬
દાણ લીઓને દીનાનાથરે મોહ૦
આજ ઉરમાં વસો અવિનાશરે હો શામ૦ ૧૭
પ્રભુ વનમાંતે ખેલો સાથરે મોહન૦
હસી તાળી લીએ વૃજનાથરે હો શામ૦ ૧૮
વૃજ નારીની પૂરી આશરે મોહ૦
કહે મુકુંદ હરીના દાસરે હો શાંમળીઆરે ૧૯

## રાસ છે. ૧૪

### રણછોડજી રંગીલારે. એ રાગ.

કાલીંદીને તીરેરે વાલો વાય વાંસલડી
એવા શબ્દો સુણીનેરે ગોપી સર્વે ટોળે મળી ૧
શ્યામ સુંદરને મળવારે અતિ અંગે આકુળી
ચિત્તે શ્યામ ધરીનેરે વિરહે થઈ વ્યાકુળી ૨
અવળાં આભ્રણ પહેર્યાંરે શોભા ભરી સુંદરી
ભૂલી પિંડ પોતાનોરે હેતે મળવાને હરી. ૩

વન વેણુ સુણીનેરે સહુદીગ્ મૂઢ થઇ
મૃગ ધેન ચરંતીરે સર્વે તે ઉભી રહી. ૪
દાદુર મોર બાપૈયારે સુણે બહુ રંગરલા
ફરે કોયલ ટૌકારે જનો સહુ ટોળે મળ્યાં ૫
આવી અંતર જામીનેરે સખી સહુ પાયે પડી
એવી પૂર્વ જનમનીરે પ્રભુ શું પ્રીત લડી ૬
અમને રાસ રમાડોરે પ્રભુજી કૃતાર્થ કરી
સેવો પિયુજી પોતાનારે જાઓને પાછેરાં ફરી ૭
કયાં જઇએ કો કેશવરે તજ્યાં સર્વે સાથ સહુ
તજ્યાં, તાતને માતનેરે તજ્યાં સુત ભ્રાત જનો ૮
નહીં મંદીર અમારેરે નહીં હરિ જાલીઆં
કયહાં જાઇએ કેશવરે પ્રભુ વનમાલીઆં. ૯
અંતર જામીએ અંતરરે કર્યો હેતે સુંદરી
શ્યામ સુંદર સગડથીરે ગોપી વનમાંહે ફરી ૧૦
નિરાકાર નીરંજનરે સખી પ્રભુ શીદ ગમે
નયણે આંસુ વહેછેરે વૃંદ મધ્યે પ્રગટ રમે. ૧૧
પીતાંબર પરવટરે વાલે વાળી યુક્તિ કરી
અધર વેણુ વજાડેરે રાસ રમે રંગ ભરી ૧૨
વાજે વાજીંત્ર વાજાંરે તાલ અને ખંજરી
એક તાલ સતારનીરે વિણા વાજે જંત્ર સુરી ૧૩
વામ દક્ષિણ ગોપીરે મધ્યમાંહી શ્રીહરી
એમ યુગલ સ્વરુપેરે અખંડ ક્રીડારે કરી ૧૪

ત્યહાં સુર સનકાદીકરે જોવાકાજે આવી મળ્યા
દેવ દુંદુભિ વાજેરે પુષ્પોથી વધાવિયા ૧૫
ગોપી ગ્વાલની સંગેરે ક્રીડા કરે શ્રી હરિ
ધન્ય ભાગ્ય ગોપીનાંરે મુકુંદને કરૂણાકરી. ૧૬

## ૧૫ પ્રભાત.

અરજ સૂણોને અંતર જામી શરણે તમારે આવ્યોરે
કામી ક્રોધી લોભી ઘણોરે તૃષ્ણાયે બહુ ભરમાવ્યોરે-અરજ૦
કૂડ કપટ કરી કરણી કમાણો ભવસાગરમાં ભટકયોરે
સતગુરૂ શરણનું નાવ મળ્યાથી અધવચથી હું અટકયોરે-અરજ૦
આપ વિના નથી આરે જગતમાં કોનો ભરોસો રાખુરે
બંધને મોક્ષના તમેછો દાતા અરજ તમારી પાસે દાખુ રે-અરજ૦
ભક્ત ઉદ્ધારન કરણા નાયક સકલ ભૂવન પ્રતિપાલારે
શરણાગતની સાર કરોછો ગર્વ ગંજન ગોપાલારે—અર૦
પતિત પાવન પ્રભુજન હિતકારી તમવિના કોને કહીયેરે
મુકુંદ કહે મોહન ભરોંસો તમારો શરણે તમારે રહીયેરે-અરજ૦

## ૧૬ ઉપર પ્રમાણે.

શ્રી પુરૂષોત્તમ પ્રાણનાથ પ્રભુ અરજ સૂણોને અમારી રે
ભક્ત ઉદ્ધારણ પતિત પાવન સુણીમેં દેવ તમારી રે—શ્રી૦
એવું સુણી તુમ શરણે આવ્યો શ્રીપતિ કુંજ બિહારીરે
કાલ ભુજંગ તો કેડે લાગ્યો ત્રીવિધ તાપ નિવારી રે—શ્રી૦
પાંચાળીના તમે પટકુળ પૂર્યા ગરૂડ તજીને ગિરધારીરે

દુઃશાસન દુર્મતિ દુર્યોધન હીમ્મત બેઠા હારીરે—શ્રી૦
ગજને કારણ પાળા તમે પળિયા ચક્રે ગ્રાહ વિદારીરે
ઇંદ્રધુમન સોહી પદ પામ્યો, એગતિ સહુથી ન્યારીરે—શ્રી૦
અજામીલ તો મહા અધર્મી ન રહ્યો ધર્મ વેવારે રે
પુત્રહેતે કરી નામ નારાયણ મોક્ષપૂરીમાં સીધાવેરે—શ્રી૦
નામ ભજનનો મહીમા મોટો જાણે શેષ ત્રીપુરારીરે
મુકુંદ મનુષ્યા દેહથી સમજો લીયોને આપ ઉગારીરે—શ્રી૦

## ૧૭ મલ્હાંર.

શ્યામ સુંદર શોભા ઘણી ઓપે અનુપમ હાર
બાંયે બાજુબંધ બેરખા વારિ વારિ બલીહાર—ટેક.
કેસરી વાઘા કમકમે માથે પાઘ વિશાળ
પાયે પનૈયા મોજડી ચાલે ચટકતી ચાલ—શ્યામ૦
ચોદિશ ચાર ચતુર્ભૂજા આદ્ય અંતે એક
અનેક જીવ ઉદ્ધારિયા પાર પામેન શેષ—શ્યામ૦
શ્રીધન સુંદર વૃજપતિ વારિ વૃજના જીવન
પંચરત્ને કીધી આરતી કહે દાસ મુકુંદ—શ્યામ૦

## ૧૮ મલ્હાર

પ્રીત રાખી પ્રભુ વૃજપેરે ધાર્યો ગોવર્ધન
કાલીંદીથી ઉગારીને નાથે પાળ્યાં વચન—પ્રીત૦
બલભદ્ર કૃષ્ણ ગોપી લઇ આવ્યા જમુનાંતીર
ત્યાંહીં વચ્છાસૂર મારીયો નાથ હળધર વીર—પ્રીત૦

વનદાહે અગ્નિથી દાઝતાં રાખ્યાં સહુ વૃજ બાલ
અગાડી અવીને ઉગાર્યો રક્ષા કરે નંદ લાલ—પ્રીત૦
વામભૂજા ગિરિવરધર્યો રાખ્યું ગોકુલગામ
ઇંદ્રતણો મદ મોડવા પરી વૃજહાની હામ—પ્રીત૦
ગોપી ગ્વાલ ટોળેમળી પૂજ્યા શ્રી મૂખચંદ
આજે અમશું દયાકરી કહે દાસ મુકુંદ—પ્રીત૦

## ૧૯ પદ ત્રીજું

જશોદા ના જીવન વૃજપતિ કહે ગોપી ગોવિંદ
ધન્ય જશોદા માતને ધન્ય તાતજી નંદ—જશોદા
ધન્ય ગોકુલીયા ગામને વાલે ધર્યો અવતાર
ધન્ય સખી આ દેશને વારી વારી બલીહાર—જશોદા
ધન્ય સખી આગોપિને લાલ રમીયા રાસ
આજ ખેલ શું હું ઉચરૂં ખેલે દ્વાદશ માસ—જશોદા
પ્રણીપત્ય માત જશોમતિ પ્રણીપત્ય તાતજીનંદ
પ્રણીપત્ય ગોકુલ ગામને કહે દાસ મુકુંદ—જશોદા

## ૨૦ સોરઠ

મોહન મધુબનમે ? બિરાજે
બાદલ ઝૂક આયો ચોફેરી
મધુર મધુર સુર [illegible]—મોહન
ઘટારે છટા ઘન દામની ચમકત
મોર બાપૈયા સમાજે—મોહન૦

સુંદર શ્યામ મનોહર મુરતિ
દેખી મદન મદ લાજે—મોહન૦
મુકુંદ મંદ મતિ કહે કર જોરકે
હૃદય કમલમે બિરાજે—મોહન

૨૧ સારંગ.

કયાંઇ મળીયારે મીઠા મોહન
જગના જીવન લાલા
શ્યામળીયારે કમળાજીના કંથકે
નંદ ના લાલા—ટેક
જેને મોર મુકુટ પીતામ્બર છે
એને કઠણ વચન કોઇ કહી નશકે
ભવ ભયટળે પ્રભુ દૂર્લભ છે—કયાંઇ૦
જેણે અનેક જીવને ઉદ્ધાર્યા
બહુ મોટા રાક્ષસ ને માર્યા
એણે ધ્રુવ અંબરિષ પાંડવ તાર્યા—કયાંઇ૦
એણે પહેલાં માશીને મારી
વાંકી કુબજાને ઉદ્ધારી
કયાંઇ દીઠા ગોવિંદ ગિરિધારી—કયાંઇ૦
કામણ ગારાને બહુ છે કળીયા
કપટી કૂડા છે શામળીયા
કહે મુકુંદ મહારાજ કયાંઇ મળીયા ?—કયાંઇ

## ૨૨ કલ્યાણ.

જાય તારો જાન જીવ તું તો જાણી લેને
જાય તારો જાન માની તું તો માની લેને
કાયા ને માયા તારી કામ ન આવે
અંતે તો ધર્મ ને દાન—માનીતુ૦
નવખંડ નરપતિ થઇને બેસે
પણ એક દિન રંક સમાન—માનીતું.
કાલ અચાનક આવિને ગૃહે જ્યારે
ચેહી અવસર ભગવાન—માનીતું.
કરમની કથની ને મનની મથની
છોડીદે સહુ અજ્ઞાન—માનીતું.
શ્રી પુરશોતમ સુખના દાતા
ધરીલે તેનું તું ધ્યાન—માનીતું.
મુકુંદ કહે હું કહીં નવ સમજું
સૂજત નાહીં સ્વસ્થાન—માનીતું.

## ૨૩ સારંગ.

આજ રથ બેઠે શ્રી મદન ગોપાલ
આઈ મિલે સબ વૃજકે વાસી
નિરખત ગોપી ગ્વાલ—આજ૦
હરિત, બસન ઘનભાઇત વાઘા
પાઘ કસુંબી રસાલ—આજ૦

મોતન માલ કુસુમ અરૂ ગુંજા
કનક જડીત માણી લાલ— આજ૦
શુચી માસ શુકલકી ત્રતિયા
મિલે હરિજન ચોક વિશાલ—આજ૦
ગાવત રાગ રામપુર વિધીકે
વિણા મૃદંગ તાન અરૂ તાલ—આજ૦
નિરખી હરખી સખ વ્રજકી વનિતા
રથ રાજીત ત્રીભુવન પ્રતિપાલ—આજ૦
મુકુંદ પ્રેમ મગન ભયે નિરખત
પુન્ય પ્રબલ જાકે અતિભાલ—આજ૦

## ૨૪

## કાઠીના ગીતનો રાગ.

ભજને ગોવિંદા મનતું ભજને ગોવિંદા
જેણે કરી મટે ભવના ફંદા—મનતું૦
બહુ સુખકારી વાલો મારો બહુ સુખ કારી
જેણે ગજ ગુણીકાને તારી
વાલો મારો અખંડ આનંદા—મનતું૦
પાંચે ને પનોતોવાલો મારો પંચવીશે પૂરો
એકવીશે ઉંચોવાલો મારો સભર ભરંદા—મનતું૦
ગોવિંદને ગાવે જે જન ગોવિંદને ગાવે
રવિસુત નીકટ ન આવે યહી વીધી કહત મુકુંદા—મન૦

૨૫

### રાગ ઉપર પ્રમાણે.

મનડું લોભાણું સખી મારૂં મનડું લોભાણું
જીરે કાંઇ શ્યામલી સુરત જોઈ—સખી૦
પચરંગી પાઘેવાલો મારો પચરંગી પાઘે
જરકશી જામે ઉપર કેસર છંટાણું—સખી૦
વાંકે ને અંબોડેવાલો મારો ભ્રકુટીની જોડે
કમલ કટાક્ષે તેમાં વળી અમૃત ભરાણું—સખી૦
મોરલી વગાડીવાલે મારે પ્રીતડી લગાડી
કોકની કળામાં સખી મારૂં મનડું હરાણું—સખી૦
પૂરવની પ્રીતે સખી મને વાલો મળ્યારીતે
મુકુંદ કહે તેમાં મારૂં કારજ સરાણું—સખી મારૂં.

૨૬

### રાગ ઉપર પ્રમાણે.

પ્રેમનો પીયાલો પીયો સંતો પ્રેમનો પીયાલો
જેણે કરી વશ થાયે વાલો—પીયો.
જમરાનું હેરૂં વાંસે દીસે જમરાનું હેરૂં
જાવું છે સાંજકે સવેરૂ ઉભો છે અધર ઉચાળો—પીયો.
પ્રેમીજન પૂરા તેતો કાંઇ શબ્દમાંહી શૂરા
તેને મટયો મનનો ઉછાળો—પીયો૦

પ્રેમરસ પીધો જેણે કાંઇ પ્રેમ રસ પીધો
ભક્તિનો લાવ પૂરો લીધો પ્રગટયો અંગમાં ઉતળો—પી.
પ્રેમીજન ગોપી જેનીવાલે લજ્યા નવલોપી
મુકુંદનો સ્વામી વાલો મારો ગાયોનો ગોવાલો—પીયો૦

૨૭

રાગધીરાના પદ નો

ઘનશ્યામ ગીરશ્વરરે નીરધનીયાનું નાણું
અભય ધન સંચ્યુંરે બીજું નજરે નાણું          ઘન.
ખરચ્યું ન ખુટે ચોર ન લૂટે
નાવે ખજાને ખોટ
જ્ઞાન ગુજરીમાં આડત અમારી લાવોને પ્રેમની પોઠ
વિવેક વસાણુંરે સબુદ્ધિમાં પકવાણું–ઘનશ્યા.
આદર વાદર વણઝુ નેવસ્ત ગોવીંદ નામનું જ્ઞાન
પાસે રાખું હું ગુપત ગાંઠડી સંચું પ્રાણ સમાન
જપી જપ માલારે રાતને દીવસ વહાણું– ઘન
જ્ઞાન વૈરાગ એએછે દોતીયાં સુધ બુધ લેખણ શાઇ
સંતને ચોપડે જુઓ તપાસી એવી સમજણની રશનાઇ
એતો પ્રેમી પુરૂષને રે મોટે સ્વરે ગાયું ઘણું—ઘન.
સત્સંગ લક્ષણ હોય સમદ્રષ્ટી, તેને હાથેરે હીસાબ
આવાગમનનો મટે ઉધારો, થાય લક્ષચોગણો લાભ
મુકુંદ મનુષ્યા દેહીરે અવસર ભજવા ટાણું–ઘનશ્યા.

## ૨૮ રાગપરજ

બહુ ભટકયોરે પ્રાણી બહુ ભટકયો
હરિનામ ભજન વિના બહુ ભટકયો
માંડકરી મનુષ્યાદેહ પામ્યા
અમૃત રસનો લ્યોને ઘટકો--હરિના૦
માલ ખજીનામાં બહુરે ઘુંચાણા
પરમારથ દેખીને અટકયો--હરિના૦
આ અવનિમાં અમર નહીં કોઇ
આતો ચાર દિવસનો છે રે ચટકો--હરિના
હરતા ને ફરતાં હરિગુણ ગાયે
રાખીએ એ પદનો ખટકો--હરિના
મુકુંદ મનમાં પત વિચારી મૂકીદે મમતાનો મટકો હ૦

## ૨૯
## રાગ ઉપરનો

આજ ઘડીરે પ્રાણી આજ ઘડી
હરિનામ ભજનની આજ ઘડી
દિનકર પ્રગટે તિમિર નિવારે
રજનીમાંથી આવી રડવડી--હરિના૦
આનંદ કંદ પ્રભુ અંતર જામી
એવા પ્રભુ શું પ્રીતજડી--હરિના૦
જમ કીંકરનો ભય નવમાન્યો
એતારી અવળાઇ પ્રાણી તુંને નડી--હરિના૦

ભવ સાગરમાં ફેરા ફરતાં
આ વેળા તારે સમીપડી—હરિ ના૦
મુકુંદ કહે પ્રભુ પ્રેમે શું ભજીયે
હેલ્લી સદગુરૂની સાનજડી—હરિ ના૦

૩૦

રાગ ઉપરનો

પ્રીત ખરીરે જેને પ્રીત ખરી
પરિબ્રહ્મ સાથે જેને પ્રીત ખરી—ટેક
સ્થાવર જંગમમાં પ્રભુપદ પેખે
રાત દિવસ રટે હરિ રે હરિ—હરિ ના૦
કામ ક્રોધ વળી લોભ ઘણેરા
પરનિંદા તેણે પર હરિ—હરિ ના૦
આ અવસરે પરિબ્રહ્મ ન જાણ્યા
તો ભવ ભટકયો તું ફરીરે ફરી—હરિ ના૦
ભવસાગરથી પાર ઉતારે
જનમ મરણ નાવે ફરીરે ફરી—હરિ ના૦
મુકુંદ કહે પ્રેમ મગન થઈ ભજીયે
આ વેળા તારે આવીરે ખરી—હરિ ન.૦

૩૧ મેવાડો—શામેરી

અંતકાળે આવીરે સંભાળી લેજો શામળારે
જોશોમાં કાંઇ અમારા અવગુણ શ્યામ

પણ છે પોતાનુંરે પ્રભુ તમે પાળજો રે
અધમ ઉદ્ધારણ કરૂણા નિધાન—અંત૦
હોયલી વેળામાંરે કોઈ કોઇ નું નથી રે
જ્યારે કરે જમડા આવીને જોર
તેણી વેળા આવીરે દયાલુ મુજ દીનને રે
બાંહે ગૃહીલેજો નંદ કીશોર– અંત૦
જ્યારે તુટે નાડીરે ઝલાય જ્યારે જીભડીરે
બાજે કફ સહીત શ્વાસના ઘોર
સગાંને સંબંધીરે લાગે સહુ લૂંટવારે
કૂડા કૂડા કરીને શોર બકોર—અંત૦
સ્વારથનાં સગાંરે સરવે સંસારમાં રે
તમ વિના જૂઠા સરવે જન
પોતાના જાણીને રે આશા રાખું આપની રે
બીજે નવ માને મારૂં મન—અંત૦
ત્રાય ત્રાય કરીરે પોકારૂં છું હું તમભણીરે
તમેછો શામલીયા સરદાર
મુકુંદના સ્વામીરે તમે તો સુજાણ છો રે
વાલા મારા નોધારાના આધાર—અંત૦

## ૩૨ હોરી.

પનઘટ ખેલત હોરી વૃજરાજ રસીલો—પનઘટ.
નેનનકો સુખ ભરભર લીજે નિરખીયે મુરતી મધુરી.

યહી અવસર સખી કબહી મીલેગો પુન્ય કીયો કછુ ભારી
પૂરન બ્રહ્મ એહી વૃજ આયે શ્યામ ગૌર દો જેરી—પનઘ૦
સહીત સુદામા ગોપ ગ્વાલસબ ભરીરે ગુલાલકી ઝોરી
કનક જડીત પિચકારી કરમે કરકત કેસર ઘોરીરે—પનઘ૦
નાચત ગાવત રફુહી બજાવત બાજત બેન મધુરી
મુકુંદ મદન મોહન છબી નિરખત આનંદ વાઢ્યો બહોરીરે-વૃ૦

## ૩૩ હોરી

નવરંગ ખેલ મચાવેરે સખી શામરો મોહન
ઈતહી મીલી સબ વૃજકી વનિતા ઉતસબ ગ્વાલ સોહાવે
કેસર મૃગમદ ઓર અરગજા ભરીભરી ગાગર લાવે-રેસખી.
છીરકત મોહન વનિતા પરસ્પર હોરી મધુર મુખ ગાવે
તાલ ખંજરી તંતુના બાજે શ્યામ શ્યામ સોહાવેરે—સખી૦
રંગ સોરંગ ગુલાલ ઉડાવે સો રવિ તનયા મન ભાવે
નવરંગ ખેલ મચ્યો વૃજ બિચમે સુરનર ધ્યાન લગાવે
મુકુંદ કહે એ રસ શોભાપર તનમનધન બલ જાવેરે—સખી૦

## ૩૪ હોરી.

રંગ લાગ્યો મોહનજીકે સંગ અબ કહાં જાઉં સખી
ભરી પિચકારી ગુલાલ ઉડાવે સો લાગત મેરે અંગ—અબક૦
ભીંજત રંગ અંગ મેરી સાડી ભીંજત ચુનરી કો રંગ—અબ૦
નૌતમ નાથ આજ સખી કેસે નિરખત નયન કુરંગ—અબક૦
મુકુંદ મોહનકી ગતિ ન્યારી આનંદ વાઢ્યો અંગ—અબકહાં.

### ૩૫ હોરી.

ફાગનકે પુલ્યો ફાગ રંગ ખેલું સખીરી.
પુલે પુલ અરૂ કેસુ કુલે પુલે સુંદર બાગ
પુલે ગ્વાલ અરૂગ્વાલની પુલે પુલે રાગ સુરાગ-સખી૦
પુલે હરિજન મનકી ભીતર જીનકે નૌતમ ભાગ
મુકુંદ સોહી પરમપદ પાવે ચરણ રતિ અનુરાગ-સખી

### ૩૬ રાગકાનડો.

શ્રી હરિ ચરન રેણુ પરવારી
કોટ કલપકો સંકટ કાપે
યમ કીંકરથી અભય કરારી –શ્રીહરિ૦
મુકુટ મનોહર પીતામ્બર ધર
શંખ ચક્ર ગદાકર ધારી—શ્રીહરિ૦

મકરાકૃત કુંડલ કરણો પરિ
એસે બિરાજત મદન મોરારી –શ્રીહરિ૦

પય સુતમે જેસે ઘૃત રહતહે
એસે અંતરમેં કુંજ બિહારી –શ્રીહરિ૦

હૃદય કમલમે હરિદેવ જાનો
ભજન પ્રતાપે ગુંનકા તારી—શ્રીહરિ૦
પ્રલ્હાદ કારન નૃસિંહ પ્રગટે
હીરણ્ય કશ્યપ માર્યો ઉદર વિદારી—શ્રીહરિ૦

અંબરીષ કારન દશરૂપ પ્રગટે
ગજકો છોડાયો ઝુડકો મારી—શ્રીહરિ૦
એસે અનેક ભક્ત ઉદ્ધારે
મોર મુકુટ પર મુકુંદ બલી હારી—શ્રીહરિ૦

## ૩૭ હોરી.

કોંન જાયે પિયરવાકી પાસ સખી આજ નાથ તજી—જાયે૦
બાલક બુદ્ધી પિયર સંગરાશી ઉનસે ભઈ મેં ઉદાસ
નાથ અનાથકે અંતરજામી ઇચ્છા પુરણ આશ—જાયે૦
આદિ અનાદિકો સ્વામી હુમેરો મનગયો ઉનકે પાસ
મુકુંદ મોહન તુમ ચરણે રાખો
જનમો જનમ કો દાસ—સખી કોનજાયે૦

## ૩૮ ગરબી.

જાયછે જાયછે જાયછે રે
આવી મોઘા મૂલી જુવાની જાયછે
અમૂલખ આદેહ સુરતરૂ જેવી તે
કોડીના મૂલમા વેચાયછેરે—આ૦
હરતાંને ફરતાં હરિગુણ ગાતાં
વૈકુંઠ ધામમાં જવાય છેરે—આ૦
મોહ તૃષ્ણા અને લોભ ઘણેરો
આવા માયાને પડદે મુઝાય છેરે—આ૦
આ ભવમાંહરિ ભક્તીન જાણીતો

પાછું ચોરાશીમાં જવાય છેરે—આ૦
માલખજાના બહુ ભેગા કીધા પણ
ખાવાનું હોય તે ખવાય છેરે—આ૦
લક્ષ ચોરાશીના ફેરારે ફરતાં
ગુરૂ ગમથી તે જણાય છેરે—આ૦
આ અવની માં અમર ન કોઇ.
આ તો કાગના કોળીયા કેવાય છેરે—આ૦
એવું જાણીને સદગુણ રાખો તો
ઘટમહીં જ્ઞાનથી જણાય છેરે—આ૦
મુકુંદ કહે મારી શીગતી થાશે
મનડાની મનમાં સમાય છેરે—આ૦

૩૯

## ઉપર પ્રમાણે

આવી યા આવી યા આવી યારે
મારે મંદીર મોહનજી આવી યા.
પ્રેમ કરીને પૂજન કરૂં હું
મોતીડે થાળ ભરાવી યારે—મારે
કેસર કુંકુમ મૃગમદ ઘોળી
પૂજીને ફૂલડે વધાવીયારે—મારે
શ્રી પુરૂષોત્તમ પ્રેમ ધરીને
મનડામાં ઠીક ઠરાવી યારે—મારે

દુધ દહી ખીર પૂરી કચોરી
સાકરથી ભોજન કરાવી યારે—મારે
મુકુંદ મનમાં ધ્યાન કરીને
હૃદય કમલમાં ઠરાવીયારે—મારે૦

૪૦ ચાબખો.

જેવો છે જારનો દાણોરે તેવી માયાની ગતજાણો
એકમાંથી અનેક થઇને પૃથ્વીમાં પથરાણો—જેવો
અલક નિરંજન તે અવિનાશી આપે આપ કેવાણો
બીજકરૂપેં બહુ પરવરીયો બ્રહ્માંડમાં હી ભરાણો—જેવો
અજ્ઞાને અહુંકાર કરીને મોટપ માંહીં મુંઝાણો
કરમનીકીરત કેડેલાગી પછી બહુ લોહેં લેવાણો—જેવો
મારૂં તારૂં મનમાં માની પરી બ્રહ્મ નવજાણ્યો
સદગુરૂ કેરી સાનેન સમજી વ્હેતે પૂરતણાણો—જેવો
વિરલા યોગી સંત મળ્યેથી આત્મરૂપે ઓળખાણો.
મુકુંદ મનની ભ્રાંતિ મટયાથી સાગર|| તીર ઠેરાણો—જેવો

૪૧

માતા અનસૂયાનું હાલરડું.

માતા અનસૂયા ઝુલાવે સુતને પારણેરે
લીલા વાંસ તણું તો બનાવી રૂડાં પારણાં
ટાંગ્યાં આંબાડાલે પોઢાડયાં ત્રણ બાળ-મા૦

---

|| સંસાર રૂપી સાગર

કરદોરી લઈ મુખથી હુકુ કુ કુ કુ બોલતીરે
બોલે નૌતમ હાલરડાં ત્યાં બાલક પાસ મા૦
મારા કાળાગોરા ધૌલા કુંવર કાલુડારે
એમ કહી કુંવર તેડી ચુંબનલેતી ગાલ–મા૦
હસતાં દંતુડી દીસેકેવી હીરાકણીરે
જોતાંજોતાં લાજે કોટિક મદનલાલ–મા૦
જનની જુગતે આંજે અણિયાળી બેઉ આંખડીરે
સુંદર કાજળ કેરૂં ટપકું કીધું ગાલ–મા૦
કાકા મામા બાપા ભૂપા મુખે બોલાવતીરે
થે થે કરિને રૂડા નચાવતી બહુ નાચ મા૦
મ્હારા વહાલા બાલક રોવરાવ્યો કોણે તુનેરે
હું તું ઉપર ઘોળી જાઉ કહે ઘણીવાર–મા૦
હોશને હેતે કરીને બાલકને ધવરાવતાંરે
મુખડાં જોઇને મનને ઉમલકે ઉભરાય–મા૦
દામોદરના પ્રભુને રમાડતાં જુગતે સતીરે
હાલરડાં હુલરાવી મનમાં મસ મલકાય–મા૦

૪૨ ગઝલ.

અહો જગનાથ મમ સ્વામી સદાહું દાસ છું તારો
નથી જગમાં અવર આશા પકડ કર આજ તું મારો અહો૦
ઘણું દીઠું ઘણું દેખું ઘણું કીધું ઘણું કરવું
સકળ માં સાર એ જોયો પ્રભુ આખીર તું મારો અહો૦
દિવાનો નામ તુજ લેતાં દિવાનો ચર્ણ તુજ જોતાં

દિવાનો ધ્યાન તુજ ઘરનાં હવે કરતું મને તારો     અહો૦
બીચાળામાં બહુ ભટક્યો પ્રભુતુજ ચર્ણથી છટક્યો
હવે હું છું અધર લટક્યો ધર્યોમેં પાપનો ભારો     અહો૦
દામોદર તું દયા કરજે અરજ મારી ઉરે ધરજે
અચાનક દુઃખ સહુ હરજે નહિં તો છે નહિં આરો અહો૦

## વિવિધ કવિ પદ સંગ્રહ.

### ૪૩ ભજન

બલિહારી રસીયા ગીરધારી સુંદર શ્યામ હોતજી અમને
મથુરાંના વાસી આવા ન બનિએ હોજી
વાંસલડી વાગી એવા ભણકાર વાગે છે
વ્રજવાટ લાગે હવે ખારી     સુંદર૦
જમુનાનો કાંઠો વાલા ખાવા ને દોડે છે
અકળામણ દેછે હવે ભારી     સુંદર૦
વૃંદાવન કેરી શોભા તમવિણ અમને તો
આંખે દીઠી નવ લાગે સારી     સુંદર૦
ગોવર્ધન તોળ્યો વાલા ટચલી આંગળી એરે
અમપર ઢોળ્યો ગીરધારી     સુંદર૦
વૃંદાવન માંરે વાલે રાસ રચ્યોછે રે
સોળશે ગોપીને ગીરધારી     સુંદર૦
બાઇ મીરાંકહે પ્રભુ ગીરધર નાગુણ વહાલા
શુદ્ધ લેજો હવે તમે મારી     સુંદર૦

## ૪૪ કલ્યાણ.

અરે કોઇ ભક્ત અંશ અવતરે ભક્તિરસ તેના ઉરમાંઠરે
સીંહણ કેરૂં દૂધ હોયતે સીંહણ સુતને ઝરે
કનક પાત્ર પાખે કો ધાતુ ફોડીને નીસરે ભ૦
ખારા જળની માછલડીતે મીઠા જળમાં મરે
સાકર ખોરનું સાકર જીવન ખરના પ્રાણજ હરે ભ૦
માનસ સરનું મુક્તા ફલજે હંસ હોયતે ચરે
મછ ભોગી બગલો શું જાણે ચંચુ મારી પરહરે ભ૦
સોમવલ્લી નું પાન ક્યાંથી બ્રાહ્મણ સુતને ઝરે
વમળ વંશીને વમન કરાવે વેદવાણિ ઉચ્ચરે ભ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના એમ કદિ નહિં મળે
દયા પ્રીતમની ભક્તી ખરેખર ભાગ્ય વાનને ફળે ભ૦

## ૪૫ સારંગ.

ઓ ભાઇરે શાંતી પમાડે તેને તે સંત કહિએ
તેના દાસના દાસ થઇને રહીએ ઓ૦
વિદ્યાનું મૂળ મારા ગુરૂએ બતાવ્યુંને
તેતો ચોટયું છે મારે હૈયે
કીધા ગુરૂજીને બોધ નવ લાગે ત્યારે
મેતાનો માર શીદ ખાઇએ ઓ૦ ૧
વૈદ્યની ગોળીથી રોગ નવજાય ત્યારે
તેની ગોળીતે શીદ ખાઇએ

લીધા વળાવાને ચોર જ્યારે લૂંટે ત્યારે
તેની સંગાથે શીદ જઇએ ઓ૦ ૨

કલ્પવૃક્ષ સેવતાં દારિદ્રયન જાય ત્યારે
તેની છાયાએ શીદ રહીએ
રાજાની ચાકરીથી ભૂખ નવ ભાગે ત્યારે
તેની વેઠે શીદ જઇ એ ઓ૦ ૩

જ્ઞાન ખરૂં મારા સંતે બતાવ્યુ ને
તેતો લાગ્યું મારે હૈયે
મેતા નરસૈયાના સ્વામી મજાનો ભાઈ
શામળાની સંગાથે રહીએ ઓ૦ ૪

## ૪૬ બીભાસ.

જાગીયે મહારાજ કુંવર નંદકે દુલારે,
નંદકે દુલારે લાલા નંદકે દુલારે. જા૦
પ્રાત ભાનુ ઉદય થયો બુઝ ગયે તારે,
બંદીજન દ્વાર ઠાડે જાગો કૃષ્ણ પ્યારે. જા૦
ચકવા ચકવી દ્વારા બોલે કગવે બોલે બહારે,
ગૌકે ગલે બંધન છૂટે, જાગો કૃષ્ણ પ્યારે. જા૦
મથુરામે હરિજન્મ લીયો ગોકુલ સિધારે,
કંસકો નિરવંશ કીઓ મોર મુગટ વારે.
જમનાજી મેં ગેંદા પર્યો ગ્વાલ બહાર ઠારે,
કાલીનાગ નાથીઆયે કૃષ્ણ ભયે કારે.

દ્રૌપદી કે ચીર પૂરે ભક્ત કાર્ય સારે,
સૂરદાસ શરણુ આયે ધ્રુવ પ્રલ્હાદ તારે.

## ૪૭

### બીભાસ કે બીસાવલ.

દે દે મૈયાં મોકું માંખન રોટી,
ગરજત ગરજત આયે માતુકી પાસ,
ધરણી ઉપર કરે લોટા પોટી. દે દે૦
બલદાઉને પકર્યો કૃષ્ણુકો નાકકો મોતી,
કૃષ્ણે પકરી બલભદ્ર શીર ચોટી. દે દે૦
મોર માન હંસ ભેખ લીનો,
રોટી કરત હે ઝોંટારે ઝોંટી, દે દે૦
સૂરદાસ યશોમતી ભાગ્ય બડો,
કરમનકી ઉનકી ગતિ મોટી. દે દે૦

### ૪૮ ગઝલ.

જગ જ્યોતી સ્વામી અવથાર ભયો
થારે રૂપપે વારી વિઠ્ઠલ નામ.
સૂરત નીપટ મહારૂપી સો રૂપ દિખાવત બહુરૂપી,
થારે નયન અનોપમ ચીતવારી—થારે રૂપ૦
કોનસી બેરન કોટ ભઇ જો હમરે તુમરે ઓટભઈ,
કાહે નાંહિ દિખાવત છબ ન્યારી.—થારે રૂપ૦

મુખ ચાદર ઓરપે છાઈ રહ્યો સ્વપનેમે દરસ દિખાઇ ગયો,
સોતો નટવર બનકે આઇ ગયો—થારે ૩ ૫૦

૪૯

ગોકુલ છે નાનું ગામડીયું શા માટે આવો શ્યામ
પેલા વિહારી ગોધનચારી,
એતો તમે ભૂલી ગયા વિસાર્યાં તમામ—ગો૦
મથુરાંની અંદર છે માણુ મંદિર,
ધુગથી મઢેલાં તમને કેમ ગમે ગામ—ગો૦
ધાબળાને કામળાથી લાજો છો હવે તમે,
ગામડિયાની સાથે હવે રયું નથી કામ—ગો૦
કુબજા નારી કામણ ગારી,
બીજી વૃજ નારીનાં લેતા નથી નામ.—ગો૦
ગોપી જન કહે વ્હાલા એજ પુકારી,
ચરણમાં રાખો પ્રભુ નથી બીજું કામ.—ગો૦

૫૦ કાફી.

બેદીનના મેમાન.

અમે તો આજ તમારા બે દીનના મેમાન,
સફળ કરો આ સહજ સમાગમ સુખનું એજ નિધાન-અમે૦
આવ્યા જેમ જશું તે રીતે સર્વે એક સમાન,
પાછા કોઇ દિને નહિં મળીયે ક્યાં કરશો સન્માન-અમે૦

સાચવજો સંબંધ પરસ્પર ધર્મે રાખી ધ્યાન,
સંપી સદ્દગુણ લેજો દેજો દૂર કરી અભિમાન—અમે૦
લેશ નથી અમને અંતરમાં માન અને અપમાન,
હોય કશી કડવાશ અમારી તો પ્રીય કરજો પાન—અમે૦
કેશવ હરિએ કરૂણા કીધી ન ભમો ભલી ભાન,
તત્વે તાન રહે છે તને થાય ન જરિએ જાન.—અમે૦

## ૫૧ ભજન.

તૂટ્યો માગે તંબૂરાનો તાર ભજન અધુરૂંરે રહ્યું ભગવાનનું.-તૂ૦
એક તૂટતાં બીજારે તાર અસાર છે જીવાળીમાં નહિ હવે જીવજી,
પારા પડયા પોચારે નખલીયો નામની હોજી.—તૂ૦
તરડ પડી છે રે બાતલ તુંબડે લાગે નહિ ફૂટી જતાં વાર,
ખૂંટીનું ખેંચાવુંરે કાંઇ નહિં કામનું હોજી—તૂ૦
રંગ ચડેલો કાચોરે કહો તે કેમ રહે ઘોડી ઘણી પોચી પડી જાય
ખેલ બગડતાં ખાસોરે ભાન ન તાનનું હોજી.-તૂ૦
સ્વર મેળવીએ શેમાંરે તાલ બતાલ છે ઢોલકમાં મળે નહિં ઢંગ,
બંધ થયું છે બારૂરે હરિ રસ પાનનું હોજી.—તૂ૦
ખરચી હવે ખૂટીરે બૂટી હવે બીજી નથી હરિ હવે ઝાલો તમે હાથ.
કહું છું કામ ન મારે રે ધન જન ધામનું હોજી.—તૂ૦
કેશવ હરિની કરણીરે કોઇ ન જાણી શકે વાણી મન પાછાં
વળી જાય,
બળ ચાલે નહિં તેમાંરે મહા બળવાનનું હોજી—તૂ૦

## પર ભજન.

ગોવિન્દો પ્રાણ હમારોરે મને જગ લાગે ખારોરે
મને મારો રામજી ભાવેરે બીજું મારી નજરે નાવેરે
મીરાં બાઈના મહેલમાં સાધુ સંતનો વાસ,
કપટીથી હરિ દૂર વસે મારા સંતન કેરી પાસ;
રાણોજી કાગળ મોકલે, દેજો રાણી મીરાંને હાથ.
સાધુની સંગત છોડીદ્યો મીરાં, તમે વસો રાણાજીની સાથ-ગો૦
મીરાંબાઈ કાગળ મોકલે, દેજો રાણાજીને હાથ,
રાજપાટ સહુ છોડી રાણાજી ! તમે વસો સાધુ સંગાથ;-ગો૦
વિષના પ્યાલા મોકલ્યા દેજો રાણી મીરાંને હાથ,
અમૃત કરી મીરાં પી ગયાં, જેને સહાય શ્રીવિશ્વનો નાથ-ગો૦
સાંઢવાલા સાંઢ શણગારજે જાવું સો સો કોષ,
રાણાજીના રાજમાં મારે જલ પીવાનો દોષ.—ગોવિ૦
ડાબો મેલ્યો મેવાડને મીરાં ચાલ્યાં પશ્ચિમ માંય,
સર્વ છોડી મીરાં નીસર્યાં રે જેનું માયામાં મનડું ન કાંઇ;-ગો૦
સાસુ હમારી સુશુમણાં સસરો પ્રેમ સંતોષ,
જેઠ જગજીવન જગતમાં મારો નાવલીયો નિરદોષ—ગોવિ૦
ચુંદડી ઓઢું તો રંગ ચુએ ને રંગ બેરંગી હોય,
ઓઢું હું કાળો કામળો દૂજો ડાઘ ન લાગે કોઇ;—ગોવિ૦
મીરાં હરીની લાડકી રહેતી સંત હજુર,
સાધુ સંગાથે સ્નેહ ઘણો, પેલા દીલ કપટીથી દૂર-ગોવિ૦

# ભિષ્મ પ્રતિજ્ઞા.

## ૫૩ સારંગ.

જો મેં હરિપે ચક્ર ન ધરાવું,
લાજે મોરી જનની ગંગા શંતનુ સુત ના કહાવું.—જો૦
કનક થંભ સારથી પાડું કપિયનકી ધ્વજા ગિરાવું,
પાંડવ સહિત સૈન્ય સંહારૂં રૂધિરકી સરીતા ચલાવું—જો૦
સકળ ભૂપ સભા સબ બેઠે સબકો કેહેકે સુનાવુ,
ચક્ર ન ધરે જો યદુકુલ નંદન તો કહા મુખ લે ઘર જાઉં-જો૦
ઇતની ન કરૂં તો સોગન હે કૃષ્ણ કે ક્ષત્રિ બુંદ ન કહાવું,
સૂરદાસ પ્રભુ ભીષ્મ પ્રતિજ્ઞાજી તે પૂઠ ન ફિરાવું.—જો૦

## ૫૪ ધનાશ્રી.

ગોવીંદના ગુણ ગાશું પ્યારારે ગોવીંદના ગુણ ગાશુ,
ચરણમૃતનો નીયમ અમારે નિત્ય નિત્ય મંદિર જાશું.—પ્યા૦
રાણાજી રૂઠયાતો રાજી નહિં રાખશે પ્રભુજી રૂઠયે મરી
જાશું.—પ્યા૦
ઝેરના કટોરા રાણાજીએ મોકલ્યા ચરણામૃત કરી લેશું-પ્યા૦
કૃષ્ણ નામનું જહાજ બનાવી સંસાર સાગર તરી જાશું.-પ્યા૦
બાઇ મીરા કહે ગીરગર નાગર જનમ મરણ મટી જાશું-પ્યા૦

## ૫૫ દેશ.

મારી નાડ તમારે હાથે હરિ સંભાળજોરે.
પ્યારા પોતાનો જાણીને પ્રભુ પદ પાળજોરે—મારી૦

પથ્યા પથ્ય નથી સમજાતું દુઃખ સદૈવ રહે ઉભરાતું,
મને હશે શું થાતું નાથ નિહાળજોરે—મારી૦
અનાદિ વૈદ્ય આપ છો સાચા કોઇ ઉપાય વિશે નથી કાચા,
દિવસ રયા હવે ટાંચા વળા વાળજોરે—મારી૦
વિશ્વેશ્વર શું હજી વિચારો બાજી હાથ છતાં કાંહારો
મહા મુઝારો મારો નટવર ટાળજોરે—મારી.
કેશવ હરિ મારૂં શું થાશે ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે
પણ લાજ તમારી જાશે ભૂધર ભાળ જોરે—મારી.

## ભૈરવી ગજલ પદ

દીનનાથ દયાલ નટવર હાથ મારો મૂકશોમાં
આ મહા ભવસાગરે ભગવાન હું ભૂલો પડયો છું.
ચૌદ લોક નિવાસ ચપલા કાન્ત આતક ચૂકશોમાં-દી૦
ઓથ ઇશ્વર આપનો સાધનવિશે સમજું નહિં કંઇ
પ્રાણ પાલક પોત જોઇ શંખ આખર ફૂંકશોમાં
માત તાત સગાં સહોદર જે કહું તે આપ મારે
આ દયામૃતના સહોદર દાસ સારૂ સૂકશોમાં-દી૦
શરણ કેશવલાલનું કે ચરણ હે હરિ રામ તારૂં
અખિલ નાયક આ સમય ખોટે મશે પણ ખૂટશોમાં-દી૦

## દેશ. પદ

હઠ લઇ બેઠાછો હરિ રાય હવે હદ થાયછે રે
જગદીશ્વરજી જન્મ જડેલો નિષ્ફળ જાયછે રે—હઠ

શો અપરાધ થયોછે સ્વામી પૂછુંછું પ્રણયે શિર નામી.
અંતરયામી અતિ અંતર ઉભરાયેછે રે—હ૦
છે ભગવાન મને ભય ભારે આપવિના નહિં કોઈ ઉગારે
આ સંસારે અધવચ્ચ વ્હાણ તણાય છે રે—હ૦
ઘણા ઘણાની વ્હારે ધાયા સેવકને ટાણે સંતાયા
માધવ ન કરો માયા નયન ભરાયછે રે—હ૦
કેશવહરિ બહુ કઠણ ન થાશો નિર્દય થઈને દૂર નજાશો
પ્રિય કરૂણામૃત પાશો જીવન જાયછે રે--હ૦

ભૈરવી ૫૮

અભિમાન ધરે શા માટે આવ્યા સહુ એકજ વાટેરે-અ૦
ખર ખોટી મોટાઈ કરેતે થાપ કરેછે તાટે
ખોટો ખેલ ખેલ મેલીદે આખર એમ ન ખાટેરે-અ૦
આડ ઘડે ધાયો શું અંધા ધન યૌવનને કાટે
અંતે સૌની એક દશાછે દાહ કરે કે દાટે—અ૦
સુત દારા ખારામાં ખૂતો ગોથાં ખાય ગપાટે
ધામ ધરાદિક વૈભવમાથી ઝડપે કાળ ઝપાટેરે—અ૦
નીતિ ન્યાય પુણ્યમાં પ્રીતી શમ દમ કર શિર સાટે
ધર અંતરમાં કેશવહરિને જન્મ મરણ ખત ફાટેરે—અ૦

ભક્તિ મહિમા.

પદ ૫૯

ત્રાટક બિભાસ.

ભૂતલ ભક્તિ પદારથ મોટો બ્રહ્મ લોકમાં નોયેરે—ભૂ૦

પુન્ય કરી અમરાપદ પામ્યો અંતે ચોરાશી સોયેરે.
ભરતખંડ ભૂતલમાં આવી ગુણ ગોવિંદના ગાયારે
ભાગ્ય ભલાં બ્રહ્માદિક બોલે સફળ થઈ તેની કાયારે—ભૂ૦
ધન્ય ગોવર્ધન ધન્ય શ્રી યમુનાં ધન્ય વૃંદાવન વાશીરે
નવે નીધઅષ્ટ મહાસિદ્ધિ ડોલેને મુક્તી થઇ રહી દાસીરે—ભૂ૦
હરિના ભક્ત તે મુક્તિ ન માગે માગે જન્મો જન્મ અવતારારે
નિત્ય નિત્ય કથા હરિકિર્તન સેવનને નિરખવા નંદ કુમારારે-ભૂ૦
એ રસનેતો શંકર જાણે કાં જાણે શુક જોગીરે
કાં જાણે ગોકુલની નારી રસમાણેન રસંચો ભોગીરે—ભૂ૦

## પદ ૬૦

### સોરઠ.

તેરો દિલ કુબજાસેં બહુરાજી હમસે ન બોલનાં મહારાજ
હમકો કહત સીંગાર ઉતારો અંજન જઘન સબ ધોઈ કરડારો
મુખકે તિલક સુધારો પહેરો ઝૂલન મહારાજ તે૦
યમુનાકે નીરતીર ગોધન ચારે બંસીમેં કછુ અચરજ ગાવે
રસભર તાલ મિલાવે સતીયાં છોર નહિં મહારાજ—તે૦
હમારો કયો પીયા અંતિદુઃખલાગે પરઘર જાકે પરમ રસચાખે
ઉનકે સંગે રહેનાં હસકે ન બોલનાં મહારાજ—તે૦
જબસે પ્રીત તુમેરી લાગી લોક લાજ સબ કુલકી ત્યાગી
નંદ સખી વ્યાકુલભઈ બન બન ડોલનાં મહારાજ—તે૦

પદ ૬૧

ધનાશ્રી.

હોનર બાવરે માયા કીનકી ભઇ
સત યુગમે હરનાકંસરાજા ભયે ચારે ખુંટલઇ
દલપર દલ લાખોદલ ઉનકે પૃથ્વી સંગનગઇ—ન૦
ત્રેતા યુગમે રાવણરાજા ભયે સોનેકી લંક સહી
એક લાખ પુત્ર સવાલાખ નાતી નગરી સંગ નગઇ—ન.
દ્વાપર યુગમે દુર્યોધન રાજા ભયે બાવન વીર સહી
સપ્તયોજન જાકો ચક્ર ચલતહે મરતાં શુદ્ધ નરહી—ન૦
કલીયુગમે શ્રીકૃષ્ણ ભયેજબ યમુનાં તીર સહી
ગોકુલ છાંડી પ્રભુ મથુરાં સીધારે તબ ગોપી વ્યાકુલ ભઇ—ન૦
સતયુગ ત્રેતા દ્વાપર કલિયુગ ચારે યુગ સહી
કહત કબીરા સોહી નર હારે જીને માયા મેરી મેરી કઇ—ન૦

પદ ૬૨

રામ— સારંગ. કે ધનાશ્રી.

રામ બાણુ લાગ્યાં હોયતે જાણે
બીજા મૂરખ મનમાં શું આણે ? રે—રા૦
ધ્રુવને લાગ્યાં અંબરીશને લાગ્યાં થૈ બેઠા ઠેકાણે
ગર્ભવાસમાં શુકદેવને લાગ્યાં એ વેદ વચન પ્રમાણે—રા૦
મોરધ્વજ રાજાનું મન હરિ લેવા હરિ આવ્યા જે ટાણે
લઇ કરવત મસ્તકપર મૂક્યાં જે પુત્ર પત્ની બેઉ તાણે—રા૦

મીરાંબાઇપર ક્રોધ કરી રાણોજી ખડ્ગજ તાણે
વિષના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા અમૃત ઠેકાણે–રા૦
નરસી મેતાની હુંડી સ્વીકારી એપ ભરી ખરે ટાણે
આગળ સંતએમ અનેક ઓધાર્યા ધનો ભગત એમજાણે–રા૦

પદ ૬૩
પીલુ.

આવોજી આવો મેરે પ્રાણકે દીલાનેવાલે
જનકને પણ કીનો ધનુષ્યકા તોડ દીનો
પરશુરામકી બડાઇકો મીટાને વાલે
ગૌત્તમકી પ્રિયા તારી રૂષિમુનિકો નિવારી
અજામીલ પાપી જમદૂતસેં પીછાને વાલે
ઇંદ્રકોપ લીધો ઘેરી નંદ કૃષ્ણ કૃષ્ણ કરી
ગીરીવરકો તુમ નખપર ઉઠાનેવાલે
સૃષ્ટિકો પાલનવાલે પાપીકો ઉદ્ધારનવાલે
દ્રોપદીકી લાજ રાખી ચીરકો બઢાનેવાલે
વૃંદા કહે કરજોરી લાજ પ્રભુ રાખો મોરી
આખિરકી નાથ મોરી તુમહી બનાનેવાલે.

પદ ૬૪ મું.
માયાનો હીંચોળો.

જગ હીંચેરે માયા તણેરે હીંચોળે
હૈયા હરખથી ઝૂલેરે...માયા.

આશાના ઉન્મત મહેલ રચીને;
હૃદયરંગે રાચેરે......માયા.
પિતા ઉજ્વલ પરમ પવિત્ર
પ્રેમનો પ્રકાશ પમરાવે.
સ્નેહથી જગ હીંચકાવેરે.........માયા
પ્રેમની જ્યોતતો પોતલે સહુનું
હીંડોલે હલક હલાવી
જીગરમાં કંઇ જ્યોત જગાવી.
સ્નેહ સમાધિ સધાવેરે.....માયા
માતા તેમાં તું શક્તિ રૂપે
જગત હીંચકો હુલાવે
હાલરડાં હુલરાવેરે.........માયા
જગત બાપને જગત તાતથી
માતાનું તાર મીલાવે
પ્રભૂનો હીંચકો હલાવેરે
માયાને મીઠી મનાવે......જગ૦

પદ ૬૫ મું

( કલ્યાણ )

નિરખન દે રઘુવીર દ્રગન છબી નીર૦
મોર મુકુટ મકરાકૃત કુંડળ,
હાથ લીએ ધનુ તીર દ્રગ૦

લછમન, સીતા ભરત,શત્રુઘન;
સાથ લીએ બલવીર દ્રગ૦
તૂલસીદાસ પ્રભૂ ગિરીધર નાગર
ચરણુ કમલ ધર ધીર દ્રગ૦

પદ ૬૬ મું.

( કલ્યાણુ )

સબ મીલી હરીકો ધરીએં ધ્યાન
હ્રુદય તખ્તપર આપ બીરાજે
ગેબી ઉડે નિશાન સબ૦
સૂનો મેરે પ્યારે બાત અગમકી
ગુરૂ બતાવે નિશાન સબ૦
શ્રુતિ શાસ્ત્ર તોહે સમજાવે
તોબી ન ઉઘડે કાન સબ૦
રીદ્ધી સીદ્ધી સંપત સબ વામે
કહા કહે વેદ પુરાન સબ૦
જબ તુમ અપનો રૂપ પીછાનો
રંગરંગ પહેલવાન સબ૦

પદ ૬૭ મું.

( પીલુ કલ્યાણુ અથવા સોરઠ )

ભજમન રામસદા સુખદાઈ
જીન ચરણુનસેં નીકસી સુર નદી

શંકર જટા સમાઇ ભજ૦
જટાશંકરી નામ પડયો હે ત્રિભૂવન તારનઆઇ.
રામવામ દિશિ જાનકી લછમન ડાબી ઓર
સકલ ધ્યાન કલ્યાણ સમ માન ગર્વ સબતોર
ગંગાબડી ગોદાવરી તીર્થ ગયા સબ સાર
અયોધ્યા નગરી રામકી રામચંદ્ર અવતાર—ભજ૦
જીન ચરનન સંતન મન ધ્યાયી
જીન ચરનન તરી અહલ્યાબાઇ
જીન ચરનનકી પરમ પાદૂકા
ભરત રહ્યા લપટાઇ ભજ૦
જીન ચરનન કેવટ ધોઇ લીનો
તબ પ્રભૂ નાવ ચલાઇ ભજ૦
દંડકવન પ્રભૂ પાવન કીનો
રૂષિ મન ત્રાસ મીટાઇ ભજ૦
સોઇ પ્રભૂ ત્રિલોક કે સ્વામી
કનક મૃગ સંગ ધાઇ ભજ૦
કપી સુગ્રીવ સબ હો ગયે બ્યાકુલ
જાકે છત્ર ફીરાઈ ભજ૦
રીપૂકો અનુજ બીભીષણુનિશિચાર
પરસત લંકા પાઇ ભજ૦
શિવ સનકાદિક, ઔર બ્રહ્માદિક
શેષ સહુસ મુખગાઇ ભજ૦
તુલસીદાસ પ્રભૂ મારૂત સૂતકી
નિજ મૂખકરત બડાઇ ભજ૦

પદ ૬૮ મું.

( ભૈરવી )

મૂરખ મૃગ ઢુંઢ્યલા કસ્તૂરી
અપને અંગમેં ભરી કસ્તૂરી
ધાવત દૂરી દૂરી મૂરખ૦
બિકલહી વ્યાકૂલ બન બન ઢૂંઢત.
શુદ્ધ ન રહી તન પૂરી મૂરખ૦
કપટનાદકે બસહી પડયો જબ
હો ગઇ તબ ગતિ બૂરી મૂરખ૦
ઉડગઇ તબ મૃગકી મૂરખાઇ
નાભી લગી જબ છૂરી મૂરખ૦
અમુલ્ય ધન તન પ્રાણ ગુમાયો !
પાયે બહન બીચ સૂરી મૂરખ૦
મૃત્યુ સમય પિછતાવન લાગ્યો
કહીસૂન માનત કૂરી મૂરખ૦
પરબ્રહ્મ સ્વામી જગ વ્યાપક
હરઘટ હય પૂરી નૂરી મૂરખ૦

પદ ૬૯ મું.

( પહાડી )

થયા મુજ કેશ ધોળા તોય હું સંસાર માંહી !
ગયાછે ઉંડા ડોળા તોય હું સંસાર માંહી !

કાયાની કાન્તિ ગઇ ત્વચા મુજ ઝુલી રહી
જુવાની ચાલી ગઇ — ર્‌હોય૦
વાસનામાં ચકચૂર બની
નારી જાની નર્ક ખાની
જાણી લીધા જગના ધણી — ર્‌હોય૦

અએત.

ક્યાં જુવાની ખોરહે વો શાહવાનીકે લીએ
પીરી મેરા આકરા કેવા જુવાની ખુંચલીએ
સૂકતહે જબ વૃક્ષ. ફેરહરા હોતા નહીં
હે કહાની વો જુવાની પીરે ફાનીકે લીયે—થયા મુ૦
આબો રફતા નંહેરમેં લોટ કર આતા નહીં
પાનહીં સકતા જો ગુજસ્તા ઇસ જુવાની કે લીએ.
માંયામાં મસ્ત બની ગાયા ગોવિન્દ નાહીં
હવે સહુ ભ્રાન્તિ ગઇ — ર્‌હોય૦
હવે મન માન પાજી આમાંથી કોણછે ત્યાંહી
જોઇ લીધા અવિનાશી — ર્‌હોય૦
દીલમાં છે રાગબહુ તેથી પરમપદ પામૂં નહીં
જપું હવે શીવ શીવ હરિ — ર્‌હોય૦

પદ ૭૦

સોરઠ કે મહીદીપ છંદ.

મેરે ગિરીધર ગોપાલ દૂસરોન કોઇ—મે
જાકે શીર મોર મુગટ મેરા પતિ વોઇ
અબતો બાત ફેલ ગઇ જાને સબ કોઇ—મે

શંખ ચક્ર ગદા પદ્મ કંઠ માલ જોઈ
તિલક ભાલ બાંકી છબી નિરખી નિરખી મોહી-મે૦
માત પિતા પતિ બંધુ સંગી નહી કોઇ
સંતન સંગ બેઠ બેઠ ઓઠી લાજ ખોઇ-મે૦
મે પીયાકો દેખ હર્ષિ લોક જાને રોઇ
નયન જલ સીંચ સીંચ પ્રેમ બીજ બોઇ-મે૦
લોક ત્રાસ છોડ દીયો કહા કરહીં કોઇ
મીરાંકી લગન લગી હોની સોતો હોઇ-મે

કલ્યાણ. ૭૧

જીને કીયા કલેશકા ચૂરા સોહીનર શુરા
અનુભવી પૂરા સદ ગુરૂ પૂરા જી૦
જીને જ્ઞાન કમાન ચડાયા શત્રુદલ સબહિ હઠાયા
નિરંતર આપહી અજીત કહાયા બજરહી તૂરા જી૦
એક નિર્ભય નિશાન ઘડિયાં જબઆનંદ ઘનમેં અડિયાં
અનાદિ અચળ તખ્ત પે અડિયાં નિશ્ચળ તૂરા જી૦
જય જયકાર ધ્વની જ્યાંહોવે દુઃખરૂપ ભ્રાંતિ સબખોવે
નિરંતર આપ આપસે જોવે સોહિનર શુરા જી૦
દહુદીશહી આપ બિરાજે અજબજ્યાં અનહદ બાજે બાજે
આપસ્વતંત્ર નૃસિંહ ગાજે સદા હજુરા જી૦

**ભૈરવી. ૭૨**

બિના સિયારામ કો દેખે નહિ દિલમે કરારી હૈ
ઉઠી રઘુ વંશમે તીનગી અવધ સારી પ્રજારી હૈ બિ૦

હુવા રઘુવંશામે પાપી દુઃખી સારી અવધ વાસી
બીનાજલ મીનજ્યું પ્યાસી એસી ગતીયાં હમારી હૈ બિ૦
નફ્ટ મેરી માતકી કરની સકળ દુનીયાંસે ન્યારી હૈ
વિમુખ મોકું રામસે કીનો એસી જનુની હમારી હૈ બિ૦
સુનાજબ તાતકા મરનાં જીગરવરસી શીમારી હૈ
નહિંમે રાજકા ભૂખા નહિં જનુની બિપ્યારી હૈ બિ૦
ભરતલોટે ધરની ઉપર નયનમે નીર જારી હૈ
રામ લછમન ચલે બનમે કૈસી કીરતાર બિચારી હૈ બિ૦

ભેરવી. ૭૩

મેં નજીવું બિન રામ મૈયા મે૦
કાલ સવેરે મે બનજાઉં આગલગી ઉનગામ-મૈ૦
નફ્ટ કૈસી ભઇ માત અમારી કૈસે નફ્ટ કીયે કામ
અપને જનમ ધૂલકીયા સબ તાત ગયે સ્વરધામ-મૈં૦
વસીષ્ટ ગુરૂ પંડિત અતિજ્ઞાની જીનનકે વિશ્રામ
ઉનકો લેકર જાઉંમે બનમે રામચરણ કરૂં ધામ-મૈ૦
નીર ઝરત હૈ ભરત નયનસેં કછુ ન મીલે આરામ
તુલસીદાસ ભયે બિકલ ભરતજી ચિતનરહત એકઠામ-મૈ૦

૭૪ કાફી

બનમેં ચલે દોનું ભાઈ અરે કોઇ લાવો સમઝાઇ-બ૦
આગે ચલતહૈ રામ રઘુપતિ પીછે ચલત સીતા માઈ
તાપીછે લક્ષમન ભ્રાત ચલતહૈ દશરથ પ્રાણ તજાઇ
કૈસી વો બની ન બનાઇ—બનમે૦

મડેલમે રોવે માત કોસલ્યા ઓર રોવત સુમીત્રા માઈ
નગર મહ્લી સબ લોક રોવતહૈ કેકઇ મન પીછતાઈ
તદ્દય સબ બાત ચીરાઇ—મનમે.

૭૫ ભજન.

દવ લાગ્યોરે ડુંગરનાં અમે કેમ કરીએ
કેમ કરીએ અમે કયાં જઇ વસીએ—દવ.
ભાગી જઇએતો ભગાતું નથી વાલા
બેસી રહીએતો અમે બળી મરીએ—દવ.
નિવૃત્તિનાંતોરે ઠેકાણું નથીરે વાલા
પરવરતીની અમે ઝાંખુ ધરીએ—દવ.
આ કાંઠે ગંગા ઓલેકાંઠે જમનાંરે
વચમાં બેઠાંરે અમે નાયા કરીએ—દવ.
બેડલી અમારીરે બુડવાને લાગીવાહાલા
ગુરૂજી તારે તો અમે સેજે તરીએ—દવ.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગરવાલા
સાધુને ચરણેરે અમે શીષ ધરિએ—દવ.

દુહી.

પનઘટ બેઠે પન ઘટે પનઘટ વાકો નામ
તુલસી કૈસે પનરહે પનહારનકો કામ

૭૬ ભજન.

તુંહીરામ તુંહીરામ તુહીરે મારો ચરખો બોલે રામનામ
બસ તુંહીરે રામ તુહીરે રામ તુહી

ચરખો મારો અજબ રંગીલો ફળીયો લાલ ગુલાલ
કાંતન વાલી છેલ છબીલી આકાશ નાખે તાર
અરજુ સુણજો મોરીરે મારો ચરખો ગોલ૦
પીંજણુ પીંજાવવા મેં ગઈ તો સુણો પીંજારા બાપ,
પીંજણુ પીંજારાને ગલ ગઈતો સતગુરૂ અકલ બતાઇ--અ૦
જળ ઉપર જળ નીપજે ને જળમાં કીધો વાસ
એક અચંબો એસુણ્યો બાઇ બેટી જનમે બાપ—અરજુ૦
બેટી કહે છે બાપને તું અણુ જાયો વરલાવ્ય
અણુજાયો વર નામળે તો તારે મારે ઘર બાર અ૦
માતારે મરજો પિતારે મરજો મરજો ઘર ભરથાર
એક ન મરજો સુતારીડો મારો ચરખાનો ઘડનાર અ૦
રામ દાસનો કહે કબીરો આજીવ ચરખો કહેવાય
એ ચરખોજે ફેરવે તે અજર અમર હોય અ૦

## ૭૭ ભજન.

નાકીનો હરિકો સમરન તેરે સબદિન વૃથા ગયોરે
જુઅ બંધનસેં બંધન નાહીં નહિં કોઇ આન પર્યોરે
પર્યા પછી કોઇ ના નીકસકે કોટ ઉપાય કરોરે નાકી
બાલા પનમે ખેલ મચાયો અબતુમ તરુન ભયોરે
વૃદ્ધ ભયે કફ વાયુને ઘેર્યો તેરો દુઃખ નહિં જાત સયોરે
કરસેં દાન પુંન્ય નહિં કીનો તિર્થ ન પાઉં ધર્યોરે
કામ ક્રોધ મદ લોભ મોહમેં ગ્રહ ગ્રીખત નયો નયોરે ના૦

ભવ સાગરકી ઘેરી નદીયા સબજુગ જાત વયોરે
સૂર કહત હૈ હરિ ભજનવિન કોઇ નહિં પાર પર્યોરે ના૦

૭૮ ધુનાશ્રી

હરિ વિમુખકો સંગ તજ મન હરિ વિમુખ૦
જાકેસંગે કુબુદ્ધિ ઉપજે પરે ભજનમેં ભંગ તજ૦
કાકકોં કયા કપૂર ચુગાવે શ્વાનહિ નાવત ગંગ તજ૦
ખરકોં કયા કસ્તુરી લેપન મર્કટ ભુષણ અંગ તજ૦
સૂરકો આદર્શ દિખાવે મુંગેકો મરદંગ તજ૦
વિષધરકો પય પાન કારવે વિખ ન છાડે ભોરીંગ તજ૦
સુરદાસ પ્રભુ કાલી કાંબલીયાં નચડે દુજોરંગ તજ૦

૭૯

કેદારો, બિલાવલ કે બિભાસ.

જો તુમ છોડો પીયા મેં નહિં છોડું,
તોરી પ્રીત તોડી પીયા કોન સંગ જોડું
તુમ ભયે તરૂવર મેં બનું પંખીયાં
તુમ ભયે સરોવર મેં બનું મછીયાં—જોતુ૦
તુમ ભયે ગિરિવર મેં બનું ચારા
તુમ ભયે ચંદા મેં બનું ચકોરા—જોતુ૦
તુમ ભયે મોતી પીયા હમ ભયે ધાગા
તુમ ભયે સોના હમ ભયે હિ સુહાગા.—જોતુ૦
બાઇ મીરાં કહે પ્રભુ વ્રજ કે વાસી
તુમ મેરે ઠાકોર મેં તેરી દાસી—જોતુ૦

## ભૈરવીની છાંયા. ૮૦

રે દેખોયે કાયા નગરકી રેલ રેલસે અજબ નિરાલી હય (૩)
પાપ પુન્યકી બનાકેતાલી અકલ સડક જીસમેં સે નિકાલી
દિલકા કાંટા લગા જીધર ચહાય ઉધર ઘુમાલી હે—કાયા.
શ્વાસ ધુંવા મુખસે હય જારી મોહકી બાટ બના હિતકારી
તન કાંઇજીન લગા કે જીસમેં અગ્નિ બાલી હૈ—કાયા.
નેમ ધર્મ કે પૈયા બનાકે સતકા લટ્ટુ ખુબ ચડાકે
જ્ઞાન કમાની ખેંચ ધ્યાનકી સાંકલ જોડાલી હે—કાયા.
નવઝકા ઘંટા હરદમ હિલતા જીસકા ટેમ રેલસેં મિલતા
હાથકા સિંગલ ગિરા રેલ અબ આને વાલી હે—કાયા.
અરે મુસાફર કયું દુઃખ ભરતા રામ નામકા ટિકટ ન લેતા
કફકી સીટી બજી રેલ અબ ચલને વાલીહે—કાયા.
તાર જબર હિચકી જો આઇ કાલ બાદલિયાં સિરપેં છાઇ
રેલ અંબર ગયા છુટ પડા ઇસ્ટેશન ખાલી હે—કાયા.

## ધનાશ્રી ૮૧

કુકર્મ રે કામી શું ના કરે કુકર્મ રે—ટેક
સુતપિતુ માત ભગિની સંહારે સ્વારથ માટે મિત્રને મારે
પ્રભુથી નદિલમાં ડરે રે—કામી૦
અહોનિશ આંકણુ કરે અનીતિ પરધન પરદારામાં પ્રીતી
પાપમાં પાય ધરે રે—કામી૦
અણુ ખપતાં ખાયે ખાંતેથી જાલિમ જુલમ કરે જાતેથી
મધુપી મસ્ત ફરે રે—કામી

નિમક હરામી થતાં નહિં લાજે ગમાર ગર્વ કરીને ગાજે
પછી વિણુ મોતે મરે રે—કામી

સોરઠની ગઝલ. ૮૨

તેરી શરણુમેં આયકે ફિર આશ કિસકી કીજીએ
નહિં દેખ પડતા હૈ મુઝે દુનીયામે તેરી શાનકા
ગંગા કિનારે બૈઠકે કયોં કૂપકા જલ પીજીએ—તેરી૦
હરંગીઝ નહિં લાયક હું મેં ગર એ તેરે દરબારકા
મેરી ખતા કોં માફકર દીદાર અપના દીજીએ—તેરી૦
પતીત પાવન નામ સુનકે મેં શરણુ તેરી પડા
અબ સફલ કર ઉસ નામકો અપના મુઝે કરલીજીએ—તેરી૦
મીલતા હૈ બ્રહ્માનંદ જીસકે નામ લેનેસેં સહી
ઐસે પ્રભુ કોં છોડકે ફિર કોનસે હિત કીજીએ—તેરી૦

મ્હાડ. ૮૩

બંસી તોરી બાજીતો સહી અજી મેરે રાધે પ્યારે શ્યામ-બં૦
બ્રિંદાવનકી કુંજ ગલનમે ગોપી વિપત ભઇ
કહોતો કૃષ્ણુ તુમ દર્શન દીજો નહિંતો જાન ગઇ—બં૦
ઇત ગોકુલ ઇત મથુરાં નગરી બિચમેં જમુના સહી
આપ કૃષ્ણુજી પાર ઉતર ગયે હમને કછુ ન કહી—બં૦
લેકર ચીર કદમ ચડ બૈઠે આશા લાગ રહી
જાત કૃષ્ણુજી યુંમત કીજેં બચનાં સાચ નહિં બં૦
સાત સમુદર વાપ હરિકી લીલા લાગ રહી
તાલ પખાવજ મૃદંગ વાજે સખીયાં નાચ રહી બં૦

અંગ ભભૂત ગરે મૃગ છાલા માલાહાત લઇ
ખુલગયા નયન ઇન્દ્ર જડલાગ્યો યમુનાં ઉલટ ભઇ  બ૦
એક દિન કૃષ્ણતુમ મેરેઘર આજો મેં દધમથનાં રહી
ચંદ્ર સખી ભજ કૃષ્ણજી ચરણાંલપટ રહી  બ૦

માઢ. ૮૪

શ્રી ગોવર્ધન વાસી સાંવરો લાલ તુમબિના રહ્યો ન જાય
વ્રજ રાજ નંદકો લાડીલો શ્રીજી તુમબિના રહ્યો ન જાય.
નીકી મોહન આછી મધુરી શી મોરલી બજાય હો...શ્રી
બંકચીત્ત મુસકાય કે લાલ સુંદર બદન દેખાય
લોચન તલપે મીનજયું લાલ ઘડી ભર જુગસમ જાય.–તુમ૦
સમસુંર સંધાયકે લાલ મોહન બેન બજાય
સુરત સુહાઇ બાંધકે લાલ મધુર મધુર સ્વરગાય લાલ તુમ૦
રસીક રસીલા બોલની લાલ ગિરિ ચઢી ગૌવાં બોલાય
ગંગ બોલાય ધુમરીસે લાલ ઉચેટેર સુનાય હોલાલ–તુમ૦
દ્રષ્ટ પઢીજા દીવસતે લાલ તબને રૂચેન અન્ન
રજની નીદ્રાન આવહી લાલા વિસર્યો ભોજન પાનહોલાલ–તુમ૦
દર્શન કો નેનાં તપે લાલ બચન સુનનકે કાન
મીલવેકો હીયરાતપે લાલ મેરા જીયકે જીવન પ્રાણ હોલાલ–તુ૦
મન અભિ લાખા સુંરહી લાલ લાગી નેનનકી મેખ
એક ટક દેખું આવતો લાલ નાગર નટવર ભેખન હોલાલ–તુમ૦
પૂર્ણ સખી સુખદે ખકે લાલા ચિત્ત ચોટયો ઓહી ઠોર
રૂપ સુધારસ પાનકે લાલ સારસચંદ્ર ચકોર હોલાલ–તુમ૦

લોકલાજ કુલવેદકી લાલ છોડયો સકળ વિવેક
કમલ કવિ રવિ જ્યુ બઢે લાલ ક્ષણુક્ષણુ પ્રીત વિશેષ હોલાલ-તુ૦
મનમથ કોટિક વારણે લાલ દેખી ડગ મગી ચાલ
જુવતી જન મન ફૂંદનાં લાલ અંબુજ નેન વિશાલ હોલાલ-તુ૦
એરઠ લાગી લાડિલે લાલ જેસે ચાતક મોર
પ્રેમતીર બખાયકે લાલ નવઘન નંદ કિશોર હોલાલ-તુમ૦
કુંજ ભુવન ક્રીડા કરે લાલ સુખ નિધિ મદન ગોપાળ
અમશ્રી વૃંદાવન માલતી લાલ તુમ ભોગી ભમર ભૂપાલ

હોલાલ—તુમ૦

જુગજુગ અવિચળ રાજી એ લાલ એ સુખ શૈલ નિવાસ
શ્રીગોવરધન ધર રૂપ લાલ બલિહારી ચત્રભુજ દાસ—તુમ૦

ભૈરવી. ૮૫

સુગંધી હીન વૃક્ષોને અડેના કોઈ નો હાથ
કુવાડાના પડે છે ઘા સુંગધી વૃક્ષને માથે ૧
થયેલાં બાવળે ફૂલો કહોને કોણ તોડે છે
પરન્તુ મોગરો દીઠો પછીથી કોણ છોડે છે ૨
વાધારે શ્રેષ્ટતા વાળાં વધારે કષ્ટ પામે છે
કદી જો સૌખ્ય દેખે તો મરણથી માત્ર દેખે છે ૩
હમેશે પક્ષિઓ સારાં બલાંને કંઠમાં મીઠાં
ઘશે તે પાંજરે કેદી થયેલાં એ ઘણાં દીઠાં ૪
જુઓને કસ્તુરી માટે મૃગોની શીકશ થાયે
બિચારાં શાંત પ્રાણીની અકાળે જીંદગી જાયે ૫

પ્રજાવે એમ તો લાગે ગુણોથી સહેજ પૃથ્વીને
ઉપાડી જાયછે તેને અકાળે કાળ વીણીને ૬
ખલકમાં દ્રષ્ટીથી જોતાં ગુણીની પાયમાલી છે
નમાલાની લફંગાની ધુતારાની ખુવારી છે ૭
જનારા નીચ રસ્તાના સુખી છે મોજ માણે છે
ખરે રસ્તે જનારાનો વિપત્તિ અંત આણે છે ૮
હશેકાંતો પ્રભુસુતો ગયોકાંતો સકળ ભૂલી
ગુણીઓને નકર આવી ન હોયે દુઃખની શૂળી ૯
મરેજે ગુણથકી પ્રાણી કહો તને ધર્યાથી શું !
કદર જાણી શકેના જે ભજન તેનું કર્યા થી શું ! ૧૦
પ્રભુ જેજે કરેછે તે જનોના સૌખ્ય સારૂ છે
ગુણી ઓને દુઃખી દેખી પરંતુ ધૈર્ય જાતું રે ૧૧
વધારે હોય બોલાયું ક્ષમાતેની પ્રભુ માગી
નદેશો દુઃખ સારાને કહું છું પાયહું લાગી ૧૨

મરશીયા. ૮૬

ગુરૂરાજ મારા ગઢ પણમાં ગોવીંદ ગાશું.
હાલ કામથી નથી નવરાશ ગુરૂ
હૂંડબીલ અમે સાંભળયું તમારૂ મુક્તપુરનુ બતાવ્યું છે બારૂ
પણ ઘરનું ચોંટયુ છે કારભારૂં ગુરૂ
મોટો છોકરો જુગારી થયો છે નાનોછોકરો વિલાયત ગયોછે
એવો ધમરોળ ચાલતો રયો છે ગુરૂ
નારી કર્મે મલી છે કજીયાળી નિત્ય કાલજં પ્રજાળે ભમરાળી
ત્યારે ઘરને શું મૂકવું ખાલી ગુરૂ

અમો મોટાકે હું ચાહે વેપારી રાત દીવસની ઘણી મગજ મારી
ક્યારે સાંભળીયે ...ઓ તમારી ગુરૂ
સાઠ વર્ષની ઉમર છે અમારી તેથી આંખમાં આવીએ તમારી
પણ આણે લછે નાનાકડી નારી ગુરૂ
સાઠ લાખની પૂંજીમાં શું કરીયે સાઠ અબજો તિજોરીમા ભરીયે
ત્યારે શાંતી કંઈક દીલમાંહીં ધરીયે ગુરૂ
હજી છોકરાનાં છોકરાં પરણશે તેનાં છોકરા એ ખોળામાં રમશે
ત્યારે ચિત્તની ચીંતા એ કાંઇક શમશે ગુરૂ.
યુરોપ આફ્રીકા સુધી વિચરશું આસ્ટ્રેલીયાનું સોનુ સંઘરશું
અમેરીકાની લક્ષ્મી આંહીં ભરશું ગુરૂ
જોહું પુન્યને ધમ કરવાલાગું સર્વ ઘરનો પરી ગ્રહત્યાગું
તોતો ભુંડી રીતે ભીખમાગું ગુરૂ
હજી આવરહા છે મારી લાંબી હજી કડની નથી નમીં કાંબી.
હાલવૃદ્ધા વસ્થા નથી આંબી ગુરૂ
પેટ ભરવાને કીધાં છે પોથાં ગમનહિને સર્વે મારે ગોથાં
એવાં શાને ખાંડું હું ભાઇ થોથાં ગુરૂ
સેવા પૂજામાં વખત શીદ ગાળુ ઠાકર મૂર્તિને ભાવથી નભાળું
નવાં નવા રંગ નિત્ય હું નિહાળું ગુરૂ
અમને સોનાના કીમીયા બતાવો લઇએ નાણુંનો ખુબજેથી લાવા.
તોતો અમને તમો ખુઝાવો ગુરૂ
સવ સાધનો લક્ષ્મીથીસુઝે તેથી અંતરની આપદાબૂઝે
તેને વાપરતાં દીલ મારૂ ધ્રૂજે ગુરૂ
નવગજના નમસ્કાર તમને નાહક ખોટી ક્યાં તમે અમને
શું લાગે વળગે ધનને ભજનને ગુરૂ
એવી મમતાઓ જીવની જાણી ગુરૂરાજ મુખે વધાએમ વાણી
કુડાં તારા કરમની કાણી ગુરૂ

## મહીદીપ. ૮૭

દીનકો દયાલ છાંડી કોન શરન જાઉં
એક રામ નિરંકાર સોહી ધામ પાઉં          દી૦
એકબચન એકબાણુ એક પત્ની સૈયા
ઐસે પ્રભુ છાંડ કેહુમ કીનકો ભજું ભૈયા.          દી૦
જીસ ઘટમે રામનામ સોહી ઘટ સચ્ચા
રામકો સ્વરૂપ જાને સોહી ગુરૂકા બચ્ચા          દી૦
ભક્તનકે કાજ મહારાજ સગુણ ધારી
સબનકો કરી ઉદ્ધાર પીંગલા ઉધારી          દી૦
પ્રભુ ગરીબકે નીવાજ મેં ગરીબ તેરા
એક ઐર કહો દયાળ તુલસી દાસ મેરા          દી૦

## ભજન ૮૮.

મળજો સાહેબને દરબાર મલજો અલખને દરબાર મળજો જતીસતી
ખેતર બગાડયું ખડસલે ને સભા બગાડી કૂડ
સંત બગાડયા લાલચે ભાઈ કેસર મળીગઇ ધુડ—મળ૦
આંબો જાણીમેં સેવીયો પણ આંબો પડયો થઇ રાખ (કૈલાસ)
આંબાકેરી પહેલાવેલી અમને મળજો શાખ—મળજો૦
આંધળાને શું આરસીને બહેરા પાસશું વાત
કળાહિણની શું ચાકરી ભાઇ લંગડાનો શો સાથ—મળ૦
હીરા ઝવેરની કોથળીભાઇ રતન જડેલું માંઇ
નવનવ મહિને થાય પ્રગટ તેનો ઘડનારો ઘટ માય—મળ૦
કબીરની માયે કબીર જન્મ્યો કદી મળ્યું નહિં સુખ
ડાલે ડાલે કબીર ભમીયા પાને પાને દુઃખ મળજો

ગઝલ. ૮૯

ઓદયા ધન દીન બંધો હાથ મારો છોડ શોમાં
આમહાભવરાનમાં છે.સ હાયક આપમારા
કૃષ્ણ ચંદ્ર કૃપાળ કમળાકાન્ત આખરખુટ શોમાં — ઓ૦
આપનો આધાર મારે અન્ય હું સમજું ન કાંઈ
દીનનાથ નછેક જંગલમાં વિખુટો મૂકશોમાં — ઓ૦
અન્યજે સંબંધ તેતો બંધરૂપે છેક માનુ
માત તાત ખરાં તમે છો ઓ કૃપા ધન ચૂકશોમાં — ઓ૦
આ મહા ભવ રાનમાં છે દામોદર સાથ તારો
છોડીને પરવાર મારી થઇ નમેરી છુટશોમાં. — ઓ૦

જીવને ઉપદેસ. ૯૦

( દશા આ શી થઇ મારી—એ રાગ. )

જગતમાં કોઈ નથી કોનુ (૨) ધરે છે દુઃખ તું શાનુ ?
સાખી.—અસારમાં હુંપદ કરી મોહિત થયો અપાર,
સુઝયું લેશ નહિં તુને, કાળ ઘણો વિકરાળ;
ઝડપથી જીવ જાવાનો, (૨) નરકમાં જૈ સમાવાનો. જ. ૧
સાખી.—પુત્ર કલત્ર કુટંબીએ, નહિ આવે ત્યાં સાથ,
માયામાં લપટાઇને, ખુવાર થા નહિ પાન્થ.
દિવાની દુનીયા છોડી (૨) શરણ થા ઇશને દોડી જ. ૨
સાખી.—ભટકી ભૂલ્યો વન વિશે રસ્તે થયો હેરાન,
ચોર લુટારાથી બહુ ખુવાર થયો નાદાન,
હરામી હાલ શા થાશે (૨) ખરે તુજ આબરૂ જાશે. જ. ૩
સાખી.—મુંઝાઇ મુંગો રહી કરન અનેક વિચાર,
દામોદર જડ શું થયો સાવધ થા પળવાર;
મુરારી શરણ છે સાચું (૨) વિના તે છે બધું કાચું જ. ૪

# નવીન જીવન

રોગી અને નિરોગી તમામને ઉપયોગી પૈષ્ટીક ગુણ તેમાં સાર છે. લોહી સુધારે ભૂખ લગાડે અને સારી શક્તી આપે. ગરમી હઠાડે વગેરે અનેક ગુણો તે દવામાં છે. કીંમત ડબી ૧ ના રૂ. ૪,

**વૈદ્ય દામોદર કાનજી દવાખાનુ**

**મુંબઇ. કુંભાર ટુકડા ઘર નં ૨૩**

## દ્રાક્ષારસ.

લોહી સુધારી શકતી આપે સુસ્તી મટાડે. ખાંસી દમ વગેરે છાતીના રોગને મટાડે ઝાડો સાફ લાવે વગેરે અનેક ફાયદા કરે છે.

કીંમત શીશા ૧ ના રૂા. ૨. ઠે૦ ઉપર પ્રમાણે.

## તે શિવાય.

એ વૈદ્ય શાસ્ત્રી દામોદર કાનજી ના દવાખાનામાં તાવ ખાંસી દમ અને ગજકર્ણ, વગેરે દરદોની ઘણી અકસીર દવાઓ છે અને ઘણાં હકીમાં કોઇ પણ જાતનાં દરદો માટે એક વખત રૂબરૂમાં મળી અગર પત્રદ્વારા હકીકત લખી તેની દવા શરૂ કરવાથી અવશ્ય દરદીને સારો લાભ થશેજ. એમની પ્રસિદ્ધી માટે ખાત્રી પત્રની જરૂર નથી. પ્રત્યક્ષ અનુભવથી દરદીને કદાપણ ખાત્રી થયા વગર રહેશે નહિ.

મળવાનો ટાઇમ સવારના ૮ થી ૧૧॥ સાંજના ૪ાથી ૭ સુધી.

**ઠેકાણું.—કુંભાર ટુકડા ઘર નં. ૨૩ મુંબઈ નં. ૪.**

**વૈદ્ય દામોદર કાનજી દવાખાનું.**